સૌ. કંકુબાઈ સ્મારક ગ્રંથમાળા, નં. ૬

# ઐતિહાસિક સતી ચરિત્રો.

અને

## તે ઉપરથી સ્ત્રીઓએ લેવાનો બોધ.

લખનાર

સૌ. સગુણા ભાનુસુખરામ ત્રિપુરારામ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ.

કિંમત ત્રણ આના.

સૌ. કંકુબાઈ સ્મારક ગ્રંથમાળા, નં. ૮

# સ્ત્રીબોધક સતીચરિત્રો

અને

## તે ઉપરથી સ્ત્રીઓએ લેવાનો બોધ.




લખનાર

સૌ. સગુણા ભાનુસુખરામ નિર્ગુણરામ.





છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ.



આવૃત્તિ ૧ લી—પ્રત ૧૦૦૦.

સન ૧૯૦૭. સંવત ૧૯૬૩.



કિંમત ત્રણ આના.

# સૌ. કંકુબાઇ સ્મારક ગ્રન્થમાળાનો
# ઉપોદ્‌ઘાત.

---

કચ્છના દિવાન પરલોકવાસી રા. બ. મોતીલાલ લાલભાઈનાં પત્ની સૌ. કંકુબાઈ ઓગણત્રીશ વર્ષની જુવાન વયે સ્વર્ગવાસી થયાં તેમના શુભ ગુણના સંભારણામાં મિત્રવર્ગ તરફથી રૂ. ૫૦૦૦ ની રકમ એકઠી કરી તેને "સૌ. કંકુબાઈ સ્મારક ફંડ" એવું નામ આપી, તે સને ૧૮૮૯ માં સોસાઈટીના ટ્રસ્ટમાં અમુક શરતોએ સોંપવામાં આવ્યું છે. તે શરતો અન્વયે તે ફંડના વ્યાજમાંથી અમદાવાદની રા. બ. મગનભાઈ કરમચંદની કન્યાશાળામાં માસિક રૂ. ૫ ની એક સ્કૉલરશીપ તથા તેજ કન્યાશાળામાં વાર્ષિક રૂા. ૨૫ નાં પુસ્તકોનું ઇનામ આપતાં જે રકમ વધે તેમાંથી સ્ત્રી જાતિની કેળવણી પ્રસાર પામે, અને સ્ત્રીઓની નીતિ તથા બુદ્ધિની તેમજ સાંસારિક સુખ સંપત્તિની વૃદ્ધિ થાય એવાં ઉપયોગી પુસ્તકો ભાષાન્તર, સારોદ્ધાર રૂપે ઇનામ આપી નવીન રચાવવામાં આવે છે. તે પ્રમાણે આજ સુધી નીચે મુજબ પુસ્તકો રચાવી "**સૌ. કંકુબાઈ સ્મારક ગ્રંથમાળા**"ના નામથી સોસાઈટીએ પ્રસિદ્ધ કર્યાં છે.

૧. સ્ત્રીજાતિ વિષે વિવેચન.
૨. ગૃહવ્યવસ્થા અને આરોગ્યવિદ્યા.
૩. મા અને દીકરી.
૪. ઘરમાં વપરાતી ચીજોનું રસાયણ.
૫. અબળા સંજીવન.
૬. છોકરાંઓની આરોગ્યતા.
૭. સ્ત્રીગીત સંગ્રહ.
૮. સ્ત્રીબોધક સતીચરિત્રો અને તે ઉપરથી સ્ત્રીઓએ લેવાનો બોધ.

**ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની ઑફિસ,**

**અમદાવાદ**, તા. ૧૯-૮-૦૭.

# અંજલી.

---

## વસંતતિલકા.

હે ઈષ્ટ દેવ શિવ શંકર શૂલપાણી,
ગાઉં ગુણો સતિતણા ઉર હર્ષ આણી;
સીતાજીએ શિયળ સાચવ્યું જેવી રીતે,
પાંચાળીએ પણ પતિવ્રત પાળ્યું પ્રીતે. ૧

વૈદર્ભી નાર નળની ગુણ શીળવાળી,
નાથે તજી વન વિષે રહી વ્રત પાળી;
સાવિત્રી વ્રત જગમાં પ્રચલીત છેજ,
તેના જ સત્ય તણું વ્યાપી રહ્યું છે તેજ. ૨

તારામતી સતી હતી પતિ પ્રેમવાળી,
નિર્દોષ વેચી પિયુએ સત વ્રત પાળી;
થાઓ સહુ શિયળ ધારી સખી સદાય,
યાચું પ્રભુ સુમતિ આપ ગુણો ગવાય. ૩

---

# પ્રસ્તાવના.

હિંદુસ્તાનમાં સ્ત્રીઓએ અનુકરણ કરવા યોગ્ય તથા તે ઉપરથી શિક્ષણ લેવા યોગ્ય એવી ઘણી સ્ત્રીઓ થઈ ગઈ છે. તેમાંની આ ગ્રન્થમાં આવેલી પાંચ સતીઓ મુખ્ય છે. એમનાં ચરિત્ર વાંચવાથી સ્ત્રીધર્મ, નીતિ, સ્વામીસેવા, પતિવ્રત્ત વગેરે ગ્રહણ કરવા યોગ્ય ઉમદા શિક્ષણ આપણને મળી શકે છે, ને તેથી ઉછરતી બાળકીઓના હાથમાં એવાં પુસ્તકો મૂકવામાં આવે તો તેમને ઘણો ફાયદો થવાનો સંભવ છે. વળી તે સાથે પુરૂષવર્ગ કરતાં સ્ત્રીવર્ગ પાસે એવા નિબંધો લખાવ્યાથી વિશેષ લાભ થવાનો સંભવ છે; કારણ એથી એક પંથ ને બે કાજ સરે છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનો આ વિચાર ઘણો સારો છે, અને એ સ્તુત્ય વિચારના પરિણામે મને આ નાનકડું સ્ત્રીઉપયોગી પુસ્તક લખી આપવાનું સોંપવામાં આવ્યું તે મેં મારી અલ્પ મતિ તથા જ્ઞાન પ્રમાણે લખ્યું છે. એમાં દોષ ઘણા હશે છતાં ગુ. વ. સોસાઈટીએ તે પાસ કરી મને ઉત્તેજન આપ્યું તેને માટે હું તેનો ઉપકાર માનું છું. મારો આ પ્રથમ પ્રયાસ છે, તેથી આ પુસ્તકમાં રહેલા દોષો તરફ દ્રષ્ટિ ન કરતાં, આમાં આપેલાં પાંચ મહાસતીઓનાં જીવનવૃત્તાંતમાંથી મળતો ઉત્તમ ઉપદેશ ગ્રહણ કરવાની અને વર્તનમાં તેમના સદ્‌ગુણોનું અનુકરણ કરી પોતાના સંસારને સુખી બનાવવાની મારી નમ્ર વિનતિ છે. તેમ થશે તો આ પુસ્તક રચાવવાનો માનવંત સોસાઈટીનો ઉદ્દેશ તેમજ મારો પ્રયાસ સફળ થયલો ગણાશે.

ગ્રંથકર્ત્રી.

# અનુક્રમણિકા.

# સ્ત્રીબોધક સતીચરિત્રો.

## ચરિત્ર ૧ લું.

### સીતા.

સતી સીતા મિથિલા નગરીના રાજા જનકરાયની પુત્રી હતી. એ રાજા ઘણો ધર્માત્મા હતો, અને ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી દાન ધર્મ કરતો; પણ તેને સંતાન કંઈ ન હોવાથી ઘણો શોકાતુર રહેતો. એક વખતે એણે પદમાક્ષ નામના બ્રાહ્મણને કેટલીક જમીન ધર્માદામાં આપી હતી, તે ખેડતાં તેમાંથી એક પેટી નીકળી આવી. તે જોઇ એ વિદ્વાને વિચાર્યું કે એ પેટી પર મારો હક નથી, માટે એ રાજાજીને આપવી જોઇએ. એવો નિશ્ચય કરી તે રાજા પાસે પેટી લઇને આવ્યો. રાજાએ સભામાં તે પેટી ઉઘડાવી તો સૌના અચંબા વચ્ચે માંહેથી ઘણીજ સ્વરૂપવાન્ એક કન્યા નીકળી. એને જોઇ રાજા ઘણો ખુશી થયો ને તેના બદલામાં પેલા બ્રાહ્મણને ઘણું દ્રવ્ય આપી સંતુષ્ટ કીધો. પુરોહિત શતાનંદે તે કન્યા હળથી જમીન ખેડતાં જડી હતી માટે તેનું નામ સીતા પાડ્યું.

રાજાને સંતાન ન હતું ને ઈશ્વરની કૃપાથી આ કન્યારત્ન અનાયાસે હાથ આવ્યાથી રાજા તથા રાણી અનુસુયાને પુત્રપ્રાપ્તિ જેટલો આનંદ થયો. માતા અનુસુયાએ એને પોતાની પુત્રી માની પાળી પોષીને મોટી કીધી. સાતેક વર્ષ થવા આવ્યાં એટલે જનકરાયના મનમાં એ કન્યાને હવે યોગ્ય વર સાથે પરણાવવી જોઇએ એવા વિચાર આવવા લાગ્યા. તેવામાં જમદગ્નિ ઋષિના પુત્ર પરશુરામ કે જેણે એકવીશ વાર પૃથ્વી નક્ષત્રી કરી

હતી તે ફરતા ફરતા મિથિલાપુરીમાં આવ્યા. રાજાએ તેને સન્માન સાથે આદરથી ઘરમાં તેડી લાવી દંડવત્ પ્રણામ કરી આસન આપી બેસાડયા, ને અર્ધ્ય પાદ્ય પૂજન કરી આતિથ્યસત્કાર કર્યો. ભોજનનો સમય થતાં પરશુરામે પોતાનાં ફરસી ભાથાં તથા પિનાક નામનું પ્રખ્યાત શિવનું આપેલું ધનુષ્ય એ સહુ ચોક વચ્ચે મૂકી જમવા ગયા. એવામાં સીતા રમતાં રમતાં ત્યાં આવી પહોંચ્યાં ને ધનુષ્ય ઉપાડી તેનો ઘોડો કરી રમવા લાગ્યાં. પરશુરામ તથા જનક રાજા જમીને બહાર આવ્યા ને સીતાને આ પ્રમાણે રમતાં જોઇ ઘણા આશ્ચર્ય પામ્યા. પરશુરામે રાજાને કહ્યું કે આ કોઇ દેવકન્યા છે. આ ધનુષ્ય મહાદેવનું આપેલું છે ને તે ઘણું ભારે હોવાથી કોઇથી ઉપાડી શકાતું નથી, તે આ તમારી સાત વર્ષની કન્યાએ સહેજમાં ઉપાડયું માટે એનો વર પણ એવોજ બળીઓ હોવો જોઇએ. માટે તમે પ્રતિજ્ઞા લો કે જે આ ધનુષ્યને ઉપાડે તેને સીતાનું કન્યાદાન દેવું. એવું કહી ઋષિ પોતાને સ્થાનકે ગયા.

ઋષિ મહાત્માનાં વચન ઘણા લાભકર્તા છે. હાલમાં તો માતા પિતા પોતાના પુત્ર પુત્રીનું જોડું મેળવવાનો વિચાર નહિ કરતાં, તેમ તેના ગુણ દોષ નહિ જોતાં લાકડે માંકડું વળગાડી દે છે. કોઇ તો વળી કન્યાવિક્રય પણ કરે છે, એ ઘણીજ દિલગીરીની વાત છે. માટે આ વાત ખાસ ધ્યાનમાં લેવાની છે કે યોગ્ય વધુવરની ગાંઠથી સંસારમાં તેમને સુખ સંપત્તિ મળે છે, ને તેમનું જીવતર સદા સુખદાયી નીવડે છે.

અયોધ્યાના રાજા દશરથને ચાર પુત્રો હતા. તેમાં રામચંદ્રજી સર્વથી મોટા હતા. તે મહા તેજસ્વી હતા, તેમજ વિદ્યામાં કુશળ ને શૂરવીર હતા. વિશ્વામિત્ર ઋષિ યજ્ઞ કરતા હતા ત્યારે મારીચ અને સુબાહુ નામે રાક્ષસો વારંવાર વિઘ્ન કરતા હતા. તેનું રક્ષણ કરવા તથા દૈત્યોનો સંહાર કરવા ઋષિ રામચંદ્રજીને પોતાને આશ્રમે તેડી લાવ્યા હતા. તેમની સાથે નાના ભાઇ લક્ષ્મણ પણ હતા. તે બન્નેની હોંશિયારીથી ઋષિનો યજ્ઞ નિર્વિઘ્ને પરિપૂર્ણ થયો. તે વખતે તેમની ઉમ્મર બારેક વર્ષની હશે. અહલ્યાને શાપ

હતો તેથી તે શલ્યા થઈ પડી હતી તે રામચંદ્રજીના ચરણની રજ અડવા-થી અહલ્યા થઈને ગૌતમઋષિને પાછી મળી.

આ વખતે જનકપુરમાં સ્વયંવરની ધામધુમ ચાલી રહી હતી. ત્યાં સહુ દેશના રાજા તથા ઋષિઓ જતા હતા તેમાં વિશ્વામિત્ર પણ રામ લક્ષ્મણને તેડી ત્યાં ગયા, ને સરોવર તીરે સારી જગ્યા જોઈ રહ્યા. ત્યાંથી સીતા એક સમયે અંબા માતાની પુજા કરવા જતાં હશે તેની રામ ઉપર દ્રષ્ટી પડી. ત્યારથી તેનું મન તેનાપર ચોંટયું, ને વિચાર થયો કે મારા પિતાનું "પણ" આ પુરૂષ પાળે તો કેવું સારૂં થાય કે એને વરમાળ આરોપી હું કૃતાર્થ થાઉં.

વિશ્વામિત્ર આવ્યાની ખબર જનક રાજાને થઈ કે તરત તે પોતાના પુરોહિત સહિત તેને આશ્રમે મળવા ગયા. તેમણે અહીં બે યુવકોની મુખાકૃતિ જોઇ પ્રશ્ન કીધો કે આ બે રૂપસુંદર કુમારો કોણ છે? વિશ્વામિત્રે ઉત્તર વાળ્યો કે જે પુરૂષોએ મારો યજ્ઞ વારંવાર રાક્ષસોની નડતરને લીધે પરિપૂર્ણ થતો ન હતો તે નિર્વિઘ્ને સંપૂર્ણ કરાવ્યો, દુઃખદ રાક્ષસોને સંહાર્યા ને શલ્યાની અહલ્યા કરી ગૌતમઋષિને મેળવી તે દશરથના પુત્રો રામ ને લક્ષ્મણ છે. તેઓ અહિં સ્વયંવર જોવાની ઇચ્છાથી આવ્યા છે. આ સાંભળી રાજાને ઘણો હર્ષ થયો. પછી જનકે ઋષિ તથા તેના સાથીઓને ગામમાં તેડી લાવી સારી જગ્યામાં ઉતારો આપી જોઈતી સોઈ કરી આપી. બીજે જ દિવસે સ્વયંવરનો દિવસ હતો. એથી મંડપ શણગારી તૈયાર રાખ્યો હતો ત્યાં રત્નજડિત–તેમાં કોઈ હીરાથી, કોઇ માણેકથી, કોઇ મોતીથી જડિત–સિંહાસનો ગોઠવેલાં હતાં. ત્યાં સર્વ અતિથિઓની દરજ્જા તથા માન પ્રમાણે બેઠકોની યોજના જનકે કીધેલી હતી. ટૂંકામાં મંડપની રચના અનુપમ હતી.

બીજે દિવસે નિમેલે વખતે મોટા મોટા રાજાઓ આવીને પોતપોતાની બેઠકે ઠાઠમાઠથી બેસી ગયા. બીજી બાજુએ ઋષિ મંડળ પણ બેઠું હતું. વચ્ચે ધનુષ્યને મૂકવામાં આવ્યું હતું. ભાટ ચારણો યશોગાન

ગજવી રહ્યા હતા. એવી સભા સજ્જ થઇને બેઠી ત્યારે રાજાનો ભાટ દરા-વેસે સમયે ઉઠી બોલ્યો, કે હે રાજેન્દ્રો! આ ધનુષ્ય જે ચડાવી શકે તેને પોતાની પુત્રી પરણાવવી એવી જનક રાજાએ પ્રતિજ્ઞા લીધી છે. માટે હે શરવીરો! જેનાથી આ કામ પાર પડે તે સત્વર ઊઠી કાર્ય પાર પાડી રૂપવતી કન્યાને વરો. આ સાંભળી કેટલાક તો છેક આશાભંગ થઇ ગયા ને ઉઠયા જ નહિ. રાવણ ઘણો અહંકારી હતો એટલે તે બબડયો કે એમાં તે મોટું શું છે! આ ચડાવ્યું. એમ કહી ઊભો થયો. ધનુષ્ય પાસે જઇ જેવો પણછ તાણવા જાય છે કે તેવો કેડમાંથી વાંકો વળી જઇ ભોંય ભેગો થયો. બીજા પણ ઘણાઓ હોંસભેર ઊઠયા, પણ કોઇથી કંઇ થયું નહિ. છેવટે લક્ષ્મણે રામની આજ્ઞા માગી, પણ રામે રોકયા કે હું મોટો બેઠો છું ને તમે ઊઠો વે ઠીક નહિ. માટે રામ પોતેજ ઋષિની સંમતિ લઈ ઊઠ્યા ને ફુલ ઉપાડતા હોય તેમ ધનુષ્ય ઉપાડી પણછ ચડાવી. તેની સાથેજ સભામાં ફુલની વૃષ્ટિ વર-સી રહી ને સીતાએ રામચંદ્રજીને વરમાળ આરોપી. સીતાની ખુશાલીની પરિ-સીમા જ નહોતી. કારણ કે પોતાના મનથી વરેલા વરને તે પામી. વરવાની આશાએ આવેલા રાજાઓ વીલે મ્હોડે પોતાને આશ્રમે ગયા. રાજા દશરથને વધામણી મોકલવાને જનક રાજાએ દૂતો મોકલ્યા. દૂતો અયોધ્યા આવી પ-હોંચ્યા ને કંકોતરી દશરથના હાથમાં આપી. કંકોતરી વાંચતાં દશરથને ઘણો જ હર્ષ વ્યાપ્યો; કેમ કે ઋષિના આશ્રમમાં મોકલવાને મન માનતું નહોતુ તે જ આવું પરાક્રમ કરી કન્યા વર્યા. એ વધામણી પોતે અંતઃપુરમાં જઈ રાણીઓને જણાવી. તે સાંભળી કૌશલ્યા માતા ઘણાં ખુશી થયાં ને જાન લઈ જનકપુર જવા તૈયારી કરવા લાગ્યાં. સર્વ સામગ્રી તૈયાર થઇ એટલે રાજા દશરથ જાન લઇ મિથિલા ગયા. જનક રાજા સામા ગયા, ને હર્ષથી મળી જાનીવાસે તેડી લાવ્યા. લગ્નમંડપ રચ્યો હતો ત્યાં શોભા કરવામાં કંઇ કસર રાખી નહોતી. ભાટ ચારણો હર્ષગાન ગજવી રહ્યા હતા. વિધિસર વિવાહ કરીને રામચંદ્રજીને જનક રાજાએ સીતાનું કન્યાદાન આપ્યું. માતા અનુ-સૂયાએ સીતાને સાસરે વળાવતાં શિખામણ દીધી, કે બ્હેન આટલા દિવસ

અમે તને પાળી પોષી હવે તને સાસરે મોકલીએ છીએ. માટે ત્યાં તું અમારી આબરૂ સાચવી સારાં આચરણથી ચાલજે. તારાં સાસુ સસરાને માતા પિતા સમાન ગણજે. બીજી રાણીઓ છે તેના પર પણ માતા જેટલી પ્રીતિ રાખજે, ને તારા દિયરોને તારા પોતાના ભાઈ જેવા ગણજે, ને સહુની સાથે હળીમળી ચાલજે. સાસરે જઈ તારા વડીલોની આજ્ઞા પાળજે. જે કંઈ કામ હોય તે હોંશથી કરજે. તને ખુશી થઈને રજા આપે તો પિયર આવવાનું મન કરજે, નહિ તો કંઈપણ કલેશ કરીને અમારી પાસે આવવાનું મન કરતી નહિ. સદા સંતોષથી રહેવું, ને હરી ખુશીથી દિવસ ગાળવા. લુગડાં ઘરેણાં માટે કોઈ દિવસ પણ અસંતોષી થઈશ નહિ. જે મળે તેનાથી સંતોષી રહેવું. શીયળરૂપી શણગાર ધરવાની હોંશ રાખવી. તે સિવાયના બધા શણગાર મિથ્યા છે. સદાચરણે તથા શીયળ જાળવી ચાલવાથી જેવું આપણું શરીર શોભે છે તેવું બનાવટી ઘરેણાં લુગડાંથી શોભતું નથી, માટે તેની આશા કરવી નહિ. પતિની આજ્ઞામાં રહેજે, તેની મરજી મુજબ વર્તજે, ને તારૂં પતિવ્રત સાચવી સુખી થજે. વગેરે શિખામણ દઈ સીતાને સાસરે વળાવ્યાં. તે પણ હર્ષથી પોતાના સ્વામિ સાથે અયોધ્યા નગરીમાં આવ્યાં, ને સુખે દિવસ નિર્ગમન કરવા લાગ્યાં.

થોડા દિવસમાં સીતાને માથે ઓચિંતી આફત આવી. તે એ હતી કે રાજા દશરથે એવો વિચાર કીધો કે રામચંદ્ર હવે ઉમ્મર લાયક થયા છે માટે એમને રાજ્ય સોંપવું. એની મતલબ રામચંદ્રજી કેવી રીતે રાજ્ય ચલાવે છે તેની ખાતરી કરવાની હતી. એ ઉપરાંત પોતાનું પણ ઘડપણ થવા આવ્યું હતું તેથી કરીને રાજ્યકાર્યમાં પળોટાતાં દરેક બાબતમાં ધીમે ધીમે સર્વકુશળ થઈ પાવરધા થાય. આ વિચારે બીજે દિવસે મુહૂર્ત જોવડાવી રાજ્યાભિષેક કરવો એવો નિશ્ચય કીધો. સવારમાં રામચંદ્રજીને રાજ્યારોહણનું મુહૂર્ત છે માટે જોઈતી વસ્તુ તૈયાર રાખવા તથા સહુને યોગ્ય આમંત્રણપત્રો મોકલવા પ્રધાનજીને બોલાવી આજ્ઞા આપી. રાજાજીની ઇચ્છાનુસાર બધી તૈયારીઓ થવા માંડી એટલે એ શુભ સમાચાર વીજળીની

માફક આખા ગામમાં ફેલાતાં સર્વ કોઇ ઉમંગમાં મ્હાલતા હતા. પરંતુ 'મનુષ્ય ધારે છે કંઇ અને ઈશ્વર વિચારે છે કાંઇ' એ ઉક્તિ પ્રમાણે બીજી બાજુએ દશરથની બીજી રાણી કૈકેયી જે ભરતની મા થતી હતી તેના મનમાં જુદાજ ઘાટ ઘડાતા હતા. તેની દાસી મંથરા ઘણી જ કજાત હતી. તેણે કૈકેયીને ભંભેરી અગાઉ દશરથ રાજાએ તેને વર માગવા આપેલા વચનમાં રામને ચૌદ વર્ષ વનવાસ જવા તથા ભરતને રાજ આપવાના બે વર માગવા ખુબ ઉશ્કેરી. રાત્રિએ દશરથ રાજા રાણીવાસમાં આવ્યા ત્યારે કૈકેયી પોતાનું મ્હોં ચડાવી ધુંધવાઇને બેઠાં હતાં. તે જોઇ દશરથે પૂછ્યું કે આજે આવો માંગલિક દિવસ છે તે વખતે તને શું થયું છે કે આમ ઉદાસ થઇ બેઠી છે? આ સાંભળી કૈકેયી ઘણી જ ગુસ્સે થઇ ને વધારે બળવા માંડી. ઘણો આગ્રહ થતાં છેવટે બોલી કે મને વર માગવા આપે આપેલા વચનમાં રામચંદ્રજી ચૌદ વર્ષ વનવાસ જાય ને ભરતને ગાદી આપવી એ વરદાન આપો. આ સાંભળી રાજા તો છક થઈ ગયા કે આ તે કોઇ રાક્ષસી હશે કે કોણ હશે? તેણે રાણીને ઘણી સમજાવી, પણ કોઈ વાતે તે સમજી નહિ ને આખરે વર બક્ષવા આગ્રહ કર્યો, ને દશરથને આખરે તે પ્રમાણે વચન પાળવું પડ્યું. આથી સવારમાં કોઇ વાતની ધામધુમ જણાઈ નહિ, ને બધે શુન્યકાર દીસવા લાગ્યું. રાજ્યાભિષેકની તૈયારી બંધ રહી, ને વનવાસની તૈયારી થવા માંડી. આ વખતે ભરત શત્રુઘ્ન તેમને મોસાળ હતા તેમને તેડવા માટે રાજાએ માણસો મોકલ્યાં, ને રામને વનવાસ જવા હુકમ કર્યો. તે સાંભળી કૌશલ્યા માતા ઘણાં દિલગીર થયાં, પણ તે કંઇ કૈકેયી જેવાં ન હતાં; સુશીલ હતાં, સ્વામિભક્ત હતાં, તેથી સ્વામિની મરજીને આધિન થયાં. રામચંદ્રજીએ વિશેષમાં કહ્યું કે હું પિતાની આજ્ઞાનુસાર વનમાં જાઉં છું. મારી ચિંતા કરશો નહિ; તેમજ મારા પિતા તથા કૈકેયી ઉપર કોઇ જાતનો દોષ મૂકશો નહિ, ને ખુશીમાં રહેજો. ત્યાંથી પોતાના અંતઃપુરમાં આવ્યા.

સીતા તો પોતાના પ્રિય પતિને રાજ્યારોહણની ક્રિયા થવાની છે. તેને

માટે ઇશ્વરસ્તુતિમાં મશગુલ હોઇ પરમ કૃપાળુ પરમેશ્વર પાસે એજ યાચના કરતાં હતાં કે સ્વામિને અવિચળ રાજ્ય હોજો તથા લાંબું આયુષ્ય ભોગવી સુખે રાજ્યપાટ ભોગવજો. તે ઇશ્વરસ્તુતિ કરી પોતાની સ્વામિ પ્રત્યેની ફરજ અદા કરતાં હતાં. પણ ભાવિ બળવાન છે. પોતાના સ્વામિને નિસ્તેજ વદને પોતાની પાસે આવેલા જોઇ સ્વાભાવિક રીતે બોલી ઉઠ્યાં કે હે સ્વામિ ! આજે હર્ષનો દિવસ હોવા છતાં આપનું મુખારવિંદ કેમ ઉદાસી છે ? એ સાંભળી રામ બોલ્યા, હે પ્રિયા ! હર્ષ તો હતો, અને છે. તે શાથી કે ગાદીએ બેસવાનું હતુ તેથી હતો અને છે શા માટે કે પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવું છે. મને ચૌદ વર્ષ વનવાસ ભોગવવાની પિતાની આજ્ઞા થઇ છે તે પાળવા હું જાઉં છું માટે તને મળવા આવ્યો છું. ગાદીએ ભરતને બેસાડવાનું ઠર્યું છે, માટે હું તને ખાસ કહેવા આવ્યો છું કે તું મારા વિનાની જરા પણ મુંઝાતી નહિ, ને મારાં માતા પિતાની તથા ભાઇઓ વગેરે સહુની સાથે હળીમળીને તથા તેમની આજ્ઞા પ્રમાણે વર્તજે. હું પાછો આવીશ ત્યારે તને મળીશ. હું સમજું છું કે તને મારા વિના રહેવું ઘણું અઘરૂં લાગશે, પણ બીજો ઉપાય નથી.

પોતાના સ્વામિની આવી વાણી સાંભળી સીતાજી તો ધરણી ઢળ્યાં. પતિ વિના કેમ રહેવાશે એ વિચારમાં ગુંથાયાં. એક દિવસ વિખુટાં રહેવાય નહિ તો આ તો ચૌદ વર્ષ કેમ રહેવાશે? થોડી વારે શુદ્ધિમાં આવ્યા પછી બોલ્યાં, હું તો આપની સાથે જ આવીશ. જ્યાં તમે ત્યાં હું, એજ સ્ત્રીનો ધર્મ છે. પતિસેવા એજ સ્ત્રીનું મુખ્ય કર્તવ્ય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે પરણીને સાસરે ગયા પછી સ્ત્રીએ સ્વામિ સાથે જ રહેવું. જે સુખ દુઃખ સ્વામિને પડે તેમાં સ્ત્રી તેની ભાગિયણ. સ્ત્રી સ્વામિની અર્ધાંગના છે, માટે જે સુખ દુઃખ તમે ભોગવશો તેમાં મારો અર્ધો ભાગ છે. તેથી કરીને હું તો તમારી સાથે આવીશ. ઘડી પણ વિખુટી નહિ પડુ. સીતાજીનો આવો નિશ્ચય જોઇ રામચંદ્રજી બોલ્યા કે વનવાસમાં તો ઘણી જાતનું કષ્ટ સહેવું પડે છે. સુવાને ઘાસ ને ખાવાને વનફળ હોય છે. એ

ઉપરાંત ટાઢ, તડકો, વરસાદ વગેરે ઘણી જાતનાં દુઃખ છે. જંગલમાં ફાડી ખાનારાં જાનવરોની વસ્તી. તેની એક ગર્જના સાંભળી તું ડરીશ; માટે મારૂં કહ્યું માની તું ઘેર રહે, ને માતાપિતાની સેવા કરી કૃતાર્થ થા. પણ સીતા એકનાં બે ન થયાં. ધન્ય છે સીતાને કે તે આવા કષ્ટમાં પણ પોતાના સ્વામિની સાથે ખુશીથી જવા તૈયાર થયાં.

લક્ષ્મણે પણ જોડે જવાની ઇચ્છા જણાવી. સાથે સીતા છે એટલે ઘણું કામ પડશે તેથી તથા એક કરતાં બે ભલા એ વિચારથી રામે તેને પણ હા કહી. ત્રણે મળી દશરથની રજા માગવા ગયાં તો ત્યાં કૈકેયી બેઠાં હતાં. તેણે વનવાસમાં ત્રણે જણને વલ્કલ વસ્ત્ર ધારણ કરવા ઇચ્છા જણાવી મગાવી આપ્યાં તે તેમણે પહેરી લીધાં. આ જોઇ રાજા તથા બીજા જે બેઠા હતા તેમણે કૈકેયીને ઘણા ધિક્કાર સાથે કઠણ વચનો કહ્યાં કે હવે તો જરા જંપ. આ બેને વિના કારણ શું કામ હેરાન કરે છે ? પણ તે દુષ્ટાને જરા પણ દયા ન આવી ને ત્રણેને વસ્ત્રો આપ્યાં તે પહેરી સહુને પ્રણામ કરી માતાપિતાની આજ્ઞા લઇ ત્રણે જણ રસ્તે પડ્યા.

આ રીતે તેઓ નગર છોડી વિશાળ વનમાં ઈશ્વરની લીલા જોતાં જોતાં નદી, નાળાં, ઝાડ, ફળ વગેરે સહુની રળીઆમણી લહેર લેતાં ચિત્રકૂટ પર્વત ઉપર આવી પહોંચ્યાં. ત્યાં પંચવટી નાખીને રહ્યાં, ને સુખે દિવસો ગાળવા લાગ્યાં. આસપાસથી ફળ ફૂલ વગેરે વીણી લાવી તેથી પોતાનો નિર્વાહ ચલાવતાં હતાં. તેમજ ત્યાં રાક્ષસો રહેતા હતા, માટે ઘણાં સાવચેત રહેતાં હતાં. એક દિવસ રામ, સીતા ને લક્ષ્મણ ચોપાટ રમવા બેઠાં હતાં. તે વખતે એક વિચિત્ર મૃગ સીતાની નજરે પડ્યો. તે જોતાં જ સીતા આશ્ચર્ય પામ્યાં, ને રમત રાખી રામને કહેવા લાગ્યાં કે આ મૃગની ત્વચા સોનાની છે, માંહે રૂપાની ભાત છે, ને વળી બે માથાં છે. એનું સ્વરૂપ કેવું સુંદર ને મનોહર છે! એવો મૃગ મેં કદિ જોયો નથી, માટે એને મારી લાવો, તો આપણે અયોધ્યા જઇશું ત્યારે વનવાસની નવાઇની ચીજ તરીકે એની કાંચળી સીવડાવીશું. આ સાંભળી રામ સ્તબ્ધ થયા, ને તેને ઘણી રીતે

સમજાવવા માંડી કે બ્રહ્માએ સૃષ્ટિ રચી ત્યારે એવો મૃગ તેણે નિપજાવ્યો નથી, એમાં કાંઈપણ છળકપટ છે, માટે તેને મારવો ઠીક નથી. આવી ડાહી થઈને કેમ ઓહઠ કરે છે? એ સિવાય ઘણાં ઘણાં વાનાં કીધાં ને વિશેષમાં એ પણ કહ્યું કે એનાથી સારી કાંચળી તને કરાવીશ. હવણાં આપણે ત્યાગી જેવા છીએ, વનમાં રહીએ છીએ તો પછી એવી વસ્તુની ઇચ્છા શું કામ કરવી જોઈએ? પણ સીતા જરાએ ડગ્યાં નહિ, તેનું મન કશાથી માન્યું નહિ. તેને ભાવીએ ભૂલાવી—એટલે ભાવીએ સીતાની બુદ્ધિ ફેરવી. પતિવ્રતાને લાંછન લાગે એવાં સખ્ત વચનો તેણે કોઈ દિવસ કહેલાં નહિ તેવાં વચનો આજે તેણે રામને કહ્યાં, ને

"એ સોગટડે હવે કાલે રમાશે, હું નહિ હાળું પાસા રે;
"ઘડી અધ ઘડીનો વિલંબ કરશો તો, કાંઈક જોશો તમાસા."

એમ જબરી રાઢ લીધી. તેથી

પાસા પછાડી ધરણીધર ઉઠ્યા, ભાઈને ભળાવી નારી રે;
"લક્ષ્મણ બાપ તું મઢિયે રહેજે, મૃગને લાવું મારી રે."

બોલી રામને આખરે મૃગ મારવા જવું પડ્યું. જતી વખતે રામ લક્ષ્મણને ભલામણ કરતા ગયા કે હું આવું ત્યાં લગી તમે ક્યાંઈ પણ જશો નહિ. રામ જેવા બાણુ મારે છે કે માયાવી મૃગે કારમી ચીસ પાડી ને લક્ષ્મણ બાંધવ વહારે ધાઓ એવો શબ્દ કીધો. આ સાંભળી સીતા ચિંતાતુર થયાં કે રામને કાંઈ વિપત્તિ આવી પડી હશે તેથી તેણે લક્ષ્મણને સંભાર્યા છે, માટે ભાઈને વહારે ધાવા ઉતાવળે જવા લક્ષ્મણને કહ્યું. લક્ષ્મણે કહ્યું કે એમને કોઈ હરકત કરે એમ નથી માટે તમે નિશ્ચિંત રહો. પણ સીતા સ્વામિ માટે અધીરી બની ગઈ. તેને કોઈ જાતનું દુઃખ આવી પડ્યું હશે તેથી તે તમને સંભારે છે; પણ તમને રામની દાઝ શા માટે હોય! તે કાંઈ તમારા સગા ભાઈ છે! હવણાં શત્રુઘ્ન હોય તો પડતું નાખી વગર કહે દોડે. રામને કષ્ટ વખતે તમે સંતાઈ બેસો છો? તમને તમારા પ્રાણ. વ.

હાલાઃ છે, તમને ભાઇની દરકાર નથી, તમારી દાનત બગડી જણાય છે, પણ હું તે નારી નથી. એવાં અને

"તું જાણે છે રામ પડે તો, હું ભોગવું આ નારી"

જેવાં અસહ્ય, ને ન કહેવાના શબ્દો દિયરને કહ્યા, જેથી આખરે લક્ષ્મણને તેને એકલી મૂકી જવું પડયું.

આગળ શું થવાનું છે તેની સીતાને ખબર નહોતી. તેના નસીબનું પાનું ફરી વળ્યું હતું. લક્ષ્મણ ગયા કે તરત કપટી રાવણ જેનો આ બધો પ્રપંચ હતો તે સાધુ વેશે આવ્યો ને સીતા પાસે ભીક્ષા માગી. સીતાએ અતિથિનો યોગ્ય સત્કાર કરી ઉત્તર આપ્યો કે મહારાજ મારા સ્વામિનાથ તથા દિયર મૃગયાએ ગયા છે તે હવણાં આવતા હશે માટે આપ આ આસન ઉપર બિરાજો; તેઓ હવણાં આવી પહોંચશે. પણ રાવણને તો એવી ભીક્ષા નહોતી જોઈતી કે તે રામ લક્ષ્મણના આવવાની રાહ જોઈ બેસે. માટે તેણે કહ્યું કે આપતી હોય તો આપ નહિ તો હું મારે ચાલ્યો જાઉં. આથી સીતા પૂરાં સંકટમાં આવ્યાં. ના કહે તો અતિથિ નિર્મુખ વાળ્યાનો દોષ લાગે, તેથી તેણે ભિક્ષા આપવા માંડી. ત્યારે રાવણે કહ્યું કે બન્ને પગ ઉમ્મર બહાર મૂકયા વિના ભિક્ષા આપવાનો ધર્મ નથી, માટે ભિક્ષા આપવી હોય તો પગ બહાર મૂકીને આપ. સીતાએ જેવો પગ બહાર મૂકયો કે તરતજ પાપીએ હાથ પકડી લઈ તેને ખાંધે લીધાં ને ચાલતો થયો. આથી સીતા તો કલ્પાંત કરવા તથા મુખે રામ, રામ બોલવા લાગ્યાં; ને પશ્ચાત્તાપ કરવા લાગ્યાં કે હાય! આ શું વગર વિચાર્યું મેં કીધું કે મારે રામથી વિખુટાં પડી આ પાપીને હાથ પડવું પડયું! હે પ્રભુ, તું મારી વહારે ધા ને આવા દુઃખમાંથી મને છોડાવ. તે ઘણા ગુસ્સાથી રાવણને કહેવા લાગી કે પરસ્ત્રીને આવી રીતે તું હરણ કરી જાય છે તેમાં તારૂં ભલું થવાનું નથી. તારા પુત્ર પરિવાર સાથે તું રામને હાથે મરણ પામીશ. તારી આટલી બધી રાણીઓ છે તેનાથી તને સંતોષ નથી કે આવું કર્મ કરવું તને સુઝે છે? મને લાગે છે કે તારો કાળ નજીક આવ્યો છે. આવી રીતે સીતા રૂદન ક-

રતાં હતાં ત્યાં જટાયુ નામનું પક્ષી રહેતું હતું તેપર તેની નજર પડી. તેને તેણે કહ્યું કે તમે જેવા હાલ જુઓ છો તેવા હાલ મારા સ્વામિ આ રસ્તે આવે તો તેને કહેજો, ને કહેજો કે રાવણ હરણ કરી ગયો છે. આ દુઃખમાંથી તે મને છોડાવશે. સીતાનાં વચન સાંભળી જટાયુએ રાવણને સમજાવી કહ્યું કે તું જગતપિતા રામની રાણીને શા માટે હરે છે ને નિંદીત કર્મ કરે છે? થોડા વખતમાં સુપંનખાના હાલ કેવા થયા તે સાંભળીશ ત્યારે તને શિખામણ લાગશે. યાદ રાખ કે તારા હાલ પણ તેવાજ થશે. આ તથા બીજી ઘણી રીતે તેને સમજાવ્યો તથા યુદ્ધ પણ કર્યું પણ અંતે જટાયુની પાંખ ને પગ તોડી ત્યાં નાખી દઇ રાવણ સીતાને લઈ આગળ ગયો. ઊંચે નજર કરતાં પાંચ વાનરો સીતાના જોવામાં આવ્યા. તે તરફ તેણે પોતાના પગનાં ઝાંઝર ઉતારીને એવી મતલબથી ફેંકયાં કે આ રસ્તેથી જો રામ આવશે તો તેમને તે નિશાની રૂપ થશે.

આ પ્રસંગ વિષે એક કવિએ નીચેની કવિતા કરી છે તે વાંચવા યોગ્ય હોવાથી અત્રે આખી આપવામાં આવે છે.

## સીતાજીની કાંચળી.

પંચવટીમાં સરોવર પાસે, રમતાં સિતા શ્રીરામ રે;  
કનકતણો કુરંગ રાવણનો, આવ્યો તેણે ઠામ;  
હો રમતાં રઢ લાગી રાણીને. ૧  
સોનાનાં સીંગ ને ત્વચા કનકની, નાભી કસ્તુરી બેહેકે રે;  
ડમરો ચરતાં દીઠો જાનકીએ, નાચે નૌતમ લેહેકે; હો રમતાં. ૨  
**સીતા**—તે દેખી સીતાને રઢ લાગી, રામ એ મૃગ મારી લાવો રે;  
આપણે જ્યારે અજોધ્યા જઇશું, કાંચલડી શીવડાવો; હો રમતાં. ૩  
**રામ**—સરોવર તીરે મૃગલો ઉભો, દીસંતો ઘણો રૂડો રે;  
ઘેલી સીતા ઘેલું શું બોલે, મૃગ છે હૈયાનો કુડો; હો રમતાં. ૪  
બ્રહ્માએ જ્યારે સૃષ્ટી રચી ત્યારે, સોનાનો નથી ઉપજાવ્યો રે;  
નથી દીઠો નથી શ્રવણે સાંભળ્યો, કોઈક કારમો આવ્યો રે; હો૦ ૫

સીતા—પ્રત્યક્ષ પારખું મારા પીયુજી, સાચો હશે તો સહાશે રે;
કૂડ કપટથી આવ્યો હશે તો, હમણાં ફીટી જાશે; હો રમતાં. ૬
રામ—સાચો હોય તેને કેમ હણિયે, ક્યાં ગયું તમારૂં જ્ઞાન રે;
પોતાના સ્વાર્થને માટે, લ્યો છો પશુના પ્રાણ; હો રમતાં. ૭
સીતા—સીતા કહે સાંભળો રઘુનંદન, વિદ્યા તમારી કાચી રે;
જીવતો મારી લાવો મૃગલો, તો જાણું વિદ્યા સાચી; હો રમતાં. ૮
રામ—બીજા વિદ્યાનાં કામ ઘણાં છે, શાખા પત્ર ફળ ફુલ રે;
પોતાનો સ્વાર્થ સરતો હોય તો, પાપ ન કરીયે મૂળ; હો રમતાં. ૯
સીતા—સીતા કહે એક મૃગને હણતાં, શાનું બેસે કર્મ;
મહારાજાને મૃગયા રમવું, ખરો ક્ષત્રીનો ધર્મ; હો રમતાં. ૧૦
રામ—મૃગયા માટે અમે નથી આવ્યા, અમને શાની આશ રે;
જ્યાં જેવે આશ્રમે રહેવું, ત્યાં તેવો અભ્યાસ; હો રમતાં. ૧૧
સીતા—સાધુપણાં જ્યારે એવાં આદર્યાં, ધનુષ બાણ શાને ઝાલો રે;
સાધૂ થઈને રહો એકાંતે, ધર્મ પોતાનો પાળો; હો રમતાં. ૧૨
રામ—રામ કહે એ રાજપુત્રને, લખિયાં છે એંધાણ રે;
કદાપિ કોઈ બળિયો દુઃખ દે તો, તેના લેવા પ્રાણ; હો રમતાં. ૧૩
સીતા—સુર્પનખા ભગની રાવણની, તેનો શો હતો વાંક રે;
વણ અપરાધે તે અબળાનાં, છેદ્યાં કર્ણ ને નાક; હો રમતાં. ૧૪
રામ—શૂર્પનખા કહે મુજને પરણો, તે મારે મન નવ ભાવે રે;
એક થકી અમે વાજ આવ્યા તો, બીજીને કોણ લાવે; હો રમતાં. ૧૫
સીતા—સંસારમાં જ્યારે રહેવું કંથજી, કાયર થયે કેમ ચાલે રે;
સંસારનો લાવો મારા કંથજી, નારિ માગે તે આલે; હો રમતાં. ૧૬
રામ—ઘેર બેઠાં માગો તે આલું, કાયર ન થાઉં કયમ રે;
વનમાં આવીને લેવાં રૂપણાં, નહીં સતીનો ધર્મ; હો રમતાં. ૧૭
સીતા—એવો કમખો મેં નથી પહેર્યો, કોટિ ઉપાયે કંથ રે;
જાત ભલી ને ભાત અનોપમ, ઉજ્વળ અંગ અનંત. હો રમતાં. ૧૮

રામ—એથી રુડો કમખો શીવડાવું, સોનાના તાર નિખાવું રે!
વાંરૂ ફુલ ઉપર વેલ ફરતી, વચ્ચે મોતી ટંકાવું; હો રમતાં. ૧૯
સીતા—નિપજાવી જે વસ્તુ નીપજે, તેમાં તે શી વડાઇ રે;
અણુ નિપજીને અમુલ્યક જેની, જગમાં દિસે જુગતાઈ; હો રમતાં. ૨૦
રામ—એવા સ્વાદ હતા જ્યારે તમને, શિદ આવ્યાં હતાં સાથે રે;
ઘેર બેઠી નવ રહી રે ઘેલી, ઓઢત પહેરત ખાંતે; હો રમતાં. ૨૧
સીતા—પતિવ્રતા મારે વ્રત પાળવું, પિયુ વિના કેમ રહેવાય રે;
એક ઘડી જો નવ દેખું તો, બ્રહ્માંડ વહીને જાય; હો રમતાં ૨૨
રામ—પ્રતિવ્રતા જે હોય પ્રેમદા, પિયુનું માને વચન રે;
મૂખ ન માગે હૈયામાં દાઝે, ધીરજ રાખે મન; હો રમતાં. ૨૩
સીતા—સીતા કહે સાંભળો મારા પિયુજી, ઝાઝું કહે શું થાય રે;
જે સ્ત્રીને માન નહીં પિયુનું, તે વાયે લીધી જાય; હો રમતાં. ૨૪
દેખ્યા પાખે શેનું દાઝે, નજર પડે મોહ લાગ્યો રે;
થોડું કામ ને આળસ કરવું, હજી નથિ ગયો આથો. હો રમતાં. ૨૫
રામ—એ અણુસરજ્યું દુઃખ કોણ ભોગવે, થોડા સુખને વાસ્તે રે;
વ્યાજ વધુતા જાય મૂળગા, ત્યારે રહીયે હાથ ઘસતે. હો રમતાં. ૨૬
સીતા—વસ્તુ રાખીને દામ આપીએ, ત્યારે જાએ કયમ રે;
રળિયે તો મળિયે મોહનજી, નિષ્ફળ ન હોય ઉદ્યમ. હો રમતાં. ૨૭
રામ—ઓછું હોય તે ઉદ્યમ માંડે, આપણે સરવે સુખ રે;
જળ કાંઠે રહિને જે કૂવો, ખોદે તે મૂરખ; હો રમતાં. ૨૮
સીતા—સરિતાનાં જળ હોય ભારે ને, કૂપનાં ઉત્તમ કારી રે;
મહા જોગિયે મૃગત્વચા ગ્રહી, જો દીઠી કાંઇ સારી; હો રમતાં. ૨૯
રામ—તેને તે વસ્તુ સાર વિનતા, જેને જે આવે ભોગ્ય રે;
ગૃહસ્થને રાજ રિધી રૂડી ને, જોગીને રુડો જોગ; હો રમતાં. ૩૦
સીતા—ભલી ભુંડી અમારે ભાગ્યે તે, જેવી શરીરે સોહિયે રે;
એવી કંચુકિ આજ ન મળે, ને મોટે મન મોહિયે; હો રમતાં. ૩૧

**રામ** —એવડો મોહ ન ધરિયે માનનિ, મનમાં સંતોષ સાહિયે રે;
જ્યારે જેવું મળે તે અનુભવિયે, ઝાઝાને નવ ધાઇએ; હો રમતાં. ૩૨
**સીતા**—સીતા કહે શામાટે ન કરિયે, સ્વાદ નવો નવો લેવો રે;
જોબનનો લાહ્યો જગજીવન, દિવસ ચારનો છે મેવો; હો રમતાં. ૩૩
**રામ** —અવસર કાંઇ ઓળખતી નથી. જેવો વેષ તેવું રમવું રે;
આપણે રાજ્યની રિદ્ધિ તજીને, આજ આ વનમાં ભમવું; હો રમતાં ૩૪
**સીતા**—દુઃખના દિવસ કાલે વહિ જાશે, વહાણે પામશો રાજ્ય રે;
સવેળાનું સંઘર્યું હોય તો, અવસરે આવે કાજ; હો રમતાં. ૩૫
**રામ** —રાજ્ય બેસીશું ત્યારે મળશે, જેવી જોઇએ તેવી જાત રે;
ચૌદ વરસ વનમાં ભમવું તે, રાત આડીની શિ વાત; હો રમતાં. ૩૬
**સીતા**—સીતા કહે શામાટે ન માગું, તમ સરખો પિયુ જ્યારે રે;
લક્ષમણ સરખો દીયર મારે, લાડ કરૂં પછી કયારે; હો રમતાં. ૩૭
**રામ** —રામ કહે તને એ શી લલુપતા, અબળાનો અવતાર રે;
વનમાં રહીને જે લાભ કરવો, ન હોય એ ધર્મ લગાર; હો રમતાં. ૩૮
**સીતા**—સીતા કહે સાંભળો મારા પિયુજી, ઝાઝું કહે શું થાય રે;
જે સ્ત્રીને નહિ માન પિયુનું, તે વાયે લીધી જાય; હો રમતાં ૩૯
**રામ** —રામ કહે તું વાલી ન હોય તો, શિવનું ધનુશ શાને ભાજું રે;
ફરશુરામ સાથે જુધ કરીને, અજોધ્યામાં ગાજું; હો રમતાં. ૪૦
**સીતા**—મનસા વાચાએ વાલી હઉં તો, કહ્યું કરો મુજ કંથ રે;
ઘડિ અદઘડિ જો વિલંબ કરશો તો, પ્રાણનો આણીશ અંત. હો. ૪૧
**રામ** —રામ કહે હૈયે નવ હારો, આટલો દા રમિ જઇશ રે;
તમને જ્યારે તેડી લાવ્યો, જે કહેશો તે સહીશ; હો રમતાં. ૪૨
**સીતા**—એ સોગઠાં હવે કાલે રમાશે, હું નહિ ઢાળું પાસા રે;
ઘડિ અદઘડિનો વિલંબ કરશો તો, કાંઇક જોશો તમાસા; હો રમતાં. ૪૩
પાસા પછાડી ધરણીધર ઉઠયા, ભાઇને ભળાવી નારી રે;
લક્ષમણ બાપ તું મઢિયે રહેજે, મૃગને લાવું મારી; હો રમતાં. ૪૪

ધનુષ લેઈ ધાયા ધરણીધર, કુરંગ ઉપર દાઢ પીસે રે;
જેમ જેમ જઈ ઢુકે જગજીવન, તેમ તેમ વેગળો દીસે; હો રમતાં. ૪૫
ચાપ ચડાવી મૃગલો માર્યો, મેલ્યું કસીને બાણ રે;
મરતે મૃગલે ચીસ નાંખી જે, લક્ષમણ જાયે પ્રાણ; હો રમતાં. ૪૬
શબ્દ સીતાએ સાંભળ્યો લક્ષમણ, રામ તેડે છે તમારો રે;
હરણને હણતાં કષ્ટ પડયું છે, શીઘ્ર થઈને સધારો; હો રમતાં. ૪૭

**લક્ષ્મણ**—લક્ષમણ કહે એક હરણને હણતાં, કષ્ટ પડે તે શાનું રે;
રઘુનાથ સરખા ચીસ નાંખે તે, વાત તો હું નવ માનું; હો રમતાં. ૪૮

**સીતા**—દક્ષિણ દિશે દિયરિયા મારા, ઝાઝાં રાક્ષસ દળ છે રે;
એકલડા જાણીને જાઓ, બેયે બાવીસનું બળ છે; હો રમતાં. ૪૯

**લક્ષ્મણ**—એકજ બાણે ચૌદ-સહસ્રને, મારે એવો મારો ભ્રાત રે;
ચૌદ-સહસ્ર ચડીને આવે તો, નવ હારે રઘુનાથ; હો રમતાં. ૫૦

**સીતા**—દિયરિયા વેળા વેળાનાં ફળ છે, એવડો ગર્વ ન ધરિયે રે;
ક્યારે હારિયે ને ક્યારે જીતીયે, તે માટે સાંચરિયે; હો રમતાં. ૫૧

**લક્ષ્મણ**—લક્ષમણ કહે ભાભી લખ્યું હશે તો, બ્રહ્માયે પાછું ન થાય રે;
તમને વનમાં એકલાં મેલીને, ડગલું નહિ ભરાય; હો રમતાં. ૫૨

**સીતા**—સીતા કહે તને શાનું દાઝે, જુજવી માતા માટે રે;
સગો ભ્રાત શત્રૂઘન હોય તો, હમણાં દોડે ઉચાટે. હો. રમતાં ૫૩

**લક્ષ્મણ**—મુજને રામજી વ્હાલા ન હોય તો, શીદ આવું હું સાથ રે;
ભોળે ભાવે ભક્તિ કરૂં છું, જાણીને જેષ્ટજ ભ્રાત; હો રમતાં. ૫૪

**સીતા**—ભક્તિ કરો તે મુજને ન ભાવે, મીઠું બોલે નહિ મીઠું રે;
તુજ દુષ્ટનો વિશ્વાસ ન કરિયે, આજ પારખું દીઠું; હો રમતાં. ૫૫

**લક્ષ્મણ**—ભલી સિતાજી બુદ્ધિ તમારી, મુજને એવો પ્રમાણ્યો રે;
રાત દિવસ મેં સેવા કીધી, એકે ગુણ નવ જાણ્યો; હો રમતાં. ૫૬

**સીતા**—સીતા કહે તારા ગુણનું લક્ષણ, પડી વેળા પરમાણ્યું રે;
સાદ સાંભળીને સાંસો કીધો, ત્યારે હેત જંણાણું; હો રમતાં. ૫૭

સીતા કહે તને શાનું દાઝે, વાલા નહીં શ્રીરામ રે;
બંધવ હોય તો રણમાં દોડે, કરવાને સંગ્રામ; હો રમતાં. ૫૮
લક્ષ્મણ—તમને અહીંયાં કો સારૂ મેલું, સાંસો કરૂં છું તેણે રે;
તમને જો લાંછન લાગે તો, વળતા મરિયે મેહેણે; હો રમતાં. ૫૯
સીતા—તેવાં ભોળાં અમે નહિ દિયરિયા, મન વસિયા મહારાજ રે;
અવર પુરૂષ સાથે બોલુ તો, લાગે કુળને લાજ; હો રમતાં. ૬૦
લક્ષ્મણ—કેટલું બળ તમારૂં અબળા કેરૂં, તનક તાલ તેહેલાં રે;
રાંધ્યું ધાન ને પ્રેમદા સરખી, વણસતાં નહિ વેળા; હો રમતાં. ૬૧
સીતા—સીતા કહે તું શું સમજાવે, સાસુ તણા સુત કાલા રે;
એકલો ઉજડમાં શાને જાયે, પ્રાણ તને તારા વાલા; હો રમતાં. ૬૨
લક્ષ્મણ—મુજને પ્રાણ જો વાલા હોય તો, શીદ જાઉં હું વન રે;
વન ફળ મેવા વિણી લાવું છું, એહાં કરો છો ભોજન; હો રમતાં. ૬૩
સીતા—સીતા કહે તું શું દિયરિયા, મુજને રાખે વારી રે,
તું જાણે છે રામ પડે તો, હું ભોગવું આ નારી; હો રમતાં. ૬૪
લક્ષ્મણ—ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવું ન કહિયે રે;
એકે દહાડે હસ્યો હઊં તો, સરવે સાચું લહિયે. હો રમતાં. ૬૫
સીતા—કપટી હોય તે કોઇશું હશે નહિ, રાખે મનમાં જાણી રે;
જળ કાંઠે બગ ધ્યાન ધરે તે, મછને લેવા તાણી; હો રમતાં. ૬૬
કવિ—વચન બાણ વાગ્યાં લક્ષમણ, તાપ ઊપન્યો તનમાં રે;
બહુ એ પેર પડી લક્ષ્મણને, ઝૂરણ લાગી મનમાં; હો રમતાં. ૬૭
શિલિમુખ રેખા કીધી લક્ષમણે, દીધી રામની આણ રે;
કૂડે કપટે જે કોઇ આવે, તેના જાજો પ્રાણ; હો રમતાં. ૬૮
એમ કહી લક્ષમણજી ગયા, તારૂણિને લાગ્યો તાપ રે;
કઠણ વચન કહ્યાં દિયરને, તેનું લાગ્યું પાપ; હો રમતાં. ૬૯
લાગ જોઈ લંકાપતિ આવ્યો, પાપિયે ચલાવ્યા ચરણ રે;
પરદારાને હરવા કારણ, માથે લાવ્યો મરણ; હો રમતાં. ૭૦
ભગવાં વસ્ત્ર ને ભેખ સન્યાસી, કરમાં કમંડળ ધરિયં રે;

ભગવાં વસ્ત્ર ને ભેખ સન્યાસી, કરમાં કમંડળું ધરિયું રે;
ક્ષૂધાર્તીને ભીક્ષા આપો, આવી એમ ઉચરિયું. હો રમતાં. ૭૧
આવો પ્રભૂજી બેસો રૂષીજી, અમૃત બોલ્યાં વાણી રે;
ઊઠીને આસન ત્યાં આપ્યું, ધર્મ ગૃહસ્થનો જાણી. હો રમતાં. ૭૨
રાવણ—કોણ પિતા કોને ઘેર પરણ્યાં, કોણ તમારો કંથ રે;
ઉજડમાં એકલાં મેલીને, ક્યાંહાં ગયા બળવંત. હો રમતાં. ૭૩
સીતા—જનક પિતા ને દશરથ સસરો, કૌશલ્યાજી મુજ સાસૂ રે;
તાત તણાં વચન પાળવાને, અમે ત્રણે વન વાસ્યું. હો રમતાં. ૭૪
સોનાના શિંગનો મૃગ આવ્યો તો, કંચુકીની થઇ અભિલાખા રે;
મૃગલો મારવા પિયુજી ગયા છે, કરીને શિલિમુખ રેખા. હો રમતાં. ૭૫
શિલિમુખ રેખા ઉપર મેલી પાવડી, પાપી બોલે મર્મ રે;
એ પર પગ મેલી ભીખ આપો, રહેશે તમારો ધર્મ. હો રમતાં. ૭૬
પાપીનો પરપંચ ન પ્રીછયો, ભામનિ થઈ હઇયે ભોળી રે;
પોતાની વાત જે પરને કહેશે, તે રહેશે આંખો ચોળી. હો રમતાં. ૭૭
સીતાએ સીતાફળ આપ્યાં, પગ પાવડિયે ધરિયો રે;
ઉપાડી લીધી અબળાને, હરણ કરી સાંચરિયો. હો રમતાં. ૭૮
ત્યારે તારુણિને ત્રાસજ પડીયો, ધાજો લક્ષમણ રામ રે;
આ પાપી કોઇ હરી જાય છે, કરીને દુષ્ટનું કામ. હો રમતાં. ૭૯
તે શબ્દ સાંભળી પંખી આવ્યો, દશરથનો તે મિત્ર રે;
સીતાને મૂકાવા કારણ, માંડ્યું જુદ્ધ વિચિત્ર. હો રમતાં. ૮૦
રાવણે એક કપટજ કીધું, પર્વત પાછળ રહીને રે;
રુધિરાળા પાષાણ ગીરાવ્યા, ભારે પડીયો થઇને. હો રમતાં. ૮૧
ત્યાંથી રાવણ લેઇને ગયો, લંકાના ગઢ માંહ્ય રે;
મૃગ મારીને રામજી વળીયા, જે જે રાઘવરાય. હો રમતાં. ૮૨
નથી રે સીતા નથી રે સીતા, નથી રે મઢૂલી માંય રે;
કાગારોળ ત્યાં થઈ રહ્યા છે, ચકડોળ વાંતે ત્યાંય. હો રમતાં. ૮૩

પગલે પગલે શોધતા તેને, ગયા તે બેહુએ ભાઈ રે;
ઋષિમુખ પર્વત માંહિ પહોંચ્યા, જ્યાં છે વાંદરનો રાય. હો રમતાં. ૮૪
સુગ્રીવ સાથે કરી મૈત્રી, વાલીને નાંખ્યો મારી રે;
વાલીનું રાજ્ય સુગ્રીવને આપ્યું, ઉપર આલી નારી. હો રમતાં. ૮૫
નર વાંદર એકઠા કરીને, સાગર બાંધી પાજ્ય રે;
રાવણને મારી કરીને, વિભિષણ આપ્યું રાજ્ય. હો રમતાં. ૮૬
જુદ્ધ કરી સીતાને લાવ્યા, ઢોલ નિશાન વજડાવી રે;
સીતાજીનાં લાડ પાળ્યાની, કાંચલડી શીવડાવી. હો રમતાં. ૮૭

રાવણ લંકામાં આવી પહોંચ્યો ને સીતાને સમજાવવા લાગ્યો કે હવે અહિંઆં તારી મદદે કોઇથી આવી શકાય તેમ નથી માટે હવે સમજ ને તારી હઠ છોડ. પણ સીતા એકનાં બે ન થયાં. રાવણે પોતાની રાજધાનીનું તેજ બતાવ્યું ને તેની આગળ રામનું રાજ્ય શી વિસાતમાં છે એવો અહંકાર કર્યો. પણ સીતાએ ઉત્તર વાળ્યો કે તારૂં રાજપાટ મારે પગની પાનીએ છે. તું કાગડો ને રામ હંસ, તું મૃગ ને રામ સિંહ, તું કથિર ને રામ કનક છે. રામનું એક બાણ છુટશે તો તારા પ્રાણનો અંત આવશે, માટે વિચારીને બોલ. તારૂં આવી બન્યું છે માટે તેમાંથી ઉગરવાનો ઉપાય શોધ. રામ આવશે ત્યારે જરૂર તને મારી મને આ દુ:ખમાંથી છોડાવશે. તેં મારૂં હરણ કર્યું નથી, પણ તારા મોતને તેં આમંત્રણ કર્યું છે. માટે ધીરજથી તારા મહેલમાં જા. જે થવાનું હશે તે તો થઈ રહેશે.

રાવણે જોયું કે આ કાંઈ જેવી તેવી સ્ત્રી નથી કે મારે હાથ સહેજમાં આવે. માટે હમણાં થોડા દહાડા એને પડતી મૂકું. એમ વિચારી એને અશોકવનમાં લઈ જવા તથા બરાબર ચોકીમાં રાખવા રાક્ષસીઓને તેણે હુકમ કર્યો. થાકશે ત્યારે પાકશે ને એની મેળે હાથમાં આવશે એવું મન વાળ્યું.

રાક્ષસીઓની ક્રુરતા વચ્ચે બીચારી સીતાને અશોકવનમાં રહેવું પડયું, પણ પોતાના ખરા મનથી રાત દિવસ તે રામનું રટણ કર્યા કરતી હતી. એક વખતે રામના વિયોગં તથા રાવણ તરફની હેરાનગતીને લીધે પ્રાણ ત-

જવાની તેને ઇચ્છા થઈ. બધી રાક્ષસીઓ ભર નિદ્રાવશ થઈ હતી તે લાગ જોઇ પોતાનો ચોટલો છોડી ગળે ફાંસો દેવાની તે તૈયારીમાં હતી. એવામાં અંતરીક્ષથી ઈંદ્રે આવીને સીતાનું આશ્વાસન કીધું ને આ હવિષ ખાઓ કે જેથી આપને ભૂખ તરસ નહિ લાગે કહી પોતે ઈંદ્ર છે તેની ઓળખાણ આપી. વિશેષમાં તેણે કહ્યું કે થોડા સમયમાં રામ લક્ષ્મણ અહિં આવશે, માટે તમે દેહ તજશો નહિ. ઈંદ્રને જોઇ સીતા હર્ષ પામ્યાં ને બોલ્યાં કે આપ તો જનક જેવા પિતા તથા દશરથ સમાન સસરા છો. આપે શુભ આશા આપી છે તો એ આશાથી હવે હું જીવીશ.

બીજી તરફ રામ મૃગ મારી પાછા ફર્યા ત્યારે લક્ષ્મણને સામા આવતા જોઇને કહ્યું કે તું સીતાને મૂકી શા માટે આવે છે ? મેં તને ના કહી હતી છતાં તું સમજ્યો નહિ ? આથી લક્ષ્મણે ઉત્તર આપ્યો કે હું મારી મરજીથી આવ્યો નથી, ભાભીનો મોકલ્યો આવ્યો છું. ભાભીએ મને ઘણાં કઠણ વચનો કહ્યાં એટલે મારે આવ્યા વિના ચાલ્યું નહિ, એમ કહી રામના મનનું સમાધાન કીધું. પંચવટીમાં આવી જોયું તો સીતાને દીઠાં નહિ. તેઓ વાડી, ઝાડી બધું શોધી વળ્યા, પણ કોઈ ઠેકાણે સીતાનો પત્તો લાગ્યો નહિ, તેથી આખરે નિરાશ થયા. રામ વિલાપ કરવા લાગ્યા, પણ લક્ષ્મણે હિમ્મત આપી ધીરજ ધરવા વિનંતિ કીધી. એક વાર ફરીથી બધે જોઇએ તો ખરા એવું બોલતા હતા એવામાં સીતાવાડીનાં મૃગો બન્ને ભાઇઓને વીંટી વળ્યાં, ને દક્ષિણ દિશા સૂચવતાં હોય તેમ ચહેરાથી બતાવવા લાગ્યાં. તે જોઈ લક્ષ્મણે રામને વિનંતિ કીધી કે મૃગનો એ દિશા બતાવવાનો કંઈ અર્થ છે માટે એ બાજુએ જવા તથા સીતાની ખોળ કરવા આગ્રહ કીધો.

રામ લક્ષ્મણ બન્ને ભાઇઓ મૃગના સૂચન પ્રમાણે આગળ ચાલ્યા તો રસ્તે પુષ્પો વેરાયેલાં નજરે પડયાં તે જોઇ રામે કહ્યું કે એ મારાં આપેલાં ફુલો છે. તે અહિં રવડતાં પડયાં છે તેથી બેશક સીતા એ દિશાએ ગયાં છે એમાં સંદેહ નથી. પગલાં ભાળતાં આ કોઈ મોટા અસરનાં પગ-

ણાં છે, આ સીતાનાં છે, એમ માંહોમાંહે વાતો કરતા હતા. એવામાં મોતી નજરે પડતાં એ માળાનાં મોતી છે એવી મનની ખાત્તરી કીધી. આ પ્રમાણે થોડી નિશાનીઓ મળવાથી તે આગળ ચાલ્યા, ને ઘણે દૂર નીકળી ગયા. એવામાં પેલું જટાયુ પક્ષી જરા જરા જીવવાળું પડયું હતું તેને જોતાં વખતે તે પોતાનો શત્રુ હશે એવો રામને વહેમ ગયો. તેથી તેને મારવા રામે બાણ તૈયાર કીધું એટલામાં તે બોલી ઉઠ્યો કે રામ જરા સબુર કર. તું જેને શોધે છે તેને જ હું બતાવું છું. સીતાને રાવણ હરી ગયો છે તેને છોડાવવા મેં તેની સાથે યુદ્ધ કીધું, પણ મારી પાંખ ને પગ કાપી નાંખી અહિંથી તે નાશી ગયો છે. એનું કહેવું સાંભળી રામ લક્ષ્મણ તેને પાયે પડયા, ને બોલ્યા, અરેરે અમારે માટે તમે આટલું બધું દુ:ખ વેઠ્યું? ઘડી પછી તમારી શી ગતિ થશે? એવો શોચ કીધા પછી બધી વિગત ટૂંકમાં પૂછી લીધી, પણ તે કહેતાં કહેતાંમાં તો જટાયુનો પ્રાણ નીકળી ગયો. રામને એટલો પત્તો મળ્યો કે દક્ષિણ દિશા તરફ જવાથી સીતા મળશે. તેથી તેઓ આગળ ચાલ્યા. રસ્તે રાવણની બહેન સુર્પનખા મળી. તેની ઇચ્છા લક્ષ્મણને વરવાની થઈ. ત્યારે લક્ષ્મણે કહ્યું કે મારે ઘેર તો રાણી છે, પણ આ રામને ત્યાં સીતાનું હરણ થયું છે તેથી તે તને પરણશે. પછી રામે તેનાં નાક કાન કાપી યોગ્ય સજા કરી તેને વિદાય કીધી.

રામ લક્ષ્મણ આગળ ચાલ્યા એટલે વાનરોનો રાજા વાલી રહેતો હતો ત્યાં આવી પહોંચ્યા. અહિં વાલીના ભાઈ સુગ્રીવ સાથે મિત્રતા કરી વાલીને મારી સુગ્રીવને રાજ્ય આપ્યું; તથા હનુમાન, સુગ્રીવ, અને વાલીનો પુત્ર અંગદ એમને મુખ્ય સરદારો બનાવી તેમની સરદારી નીચે બીજા ઘણા વાનરોનું સૈન્ય સજ્જ કરીને રામ લક્ષ્મણ લંકા તરફ વિદાય થયા. અહિં દરિયા પાર ઉતરવાને પત્થરની પાજ બાંધી સહુ લંકામાં પેઠા, ને રાવણના બાગબગીચા તથા હવેલી વગેરેનું તેમણે ઘણું નુકસાન કીધું. રામે સીતાને મોકલવા અંગદને વિષ્ટીએ મોકલ્યો; પણ રાવણે માન્યું નહિ, ને આખરે લડાઈ થઈ તેમાં રામની જીત થઈ ને રાવણ પોતાના પુત્ર પૌત્રો તથા

ભાઈ કુંભકર્ણ વગેરે બીજા ઘણાઓ સાથે મરણ પામ્યો. રામે તેનું રાજ્ય તેના નાના ભાઈ વિભીષણને આપી સીતાને બંધનમાંથી મુક્ત કીધી.

સીતા પતિવ્રતા હતાં તેને રામ સિવાય અન્ય પુરૂષો ભાઈ બાપ સમાન હતા. તેણે રામનું જ રાત દિવસ સ્મરણ કર્યાં કર્યું હતું, ને તેમના નામનો જપ જપ્યો હતો. છતાં રાવણના મંદિરમાં આટલો બધો કાળ રહેલાં હતાં તેથી લોક મહેણું મારશે, તથા નવા તુરંગો ઊઠાવશે એવી રામના મનમાં શંકા ઉત્પન્ન થઈ. તેથી સીતાને સ્વીકારતા પહેલાં પોતે રાક્ષસના મહેલમાં રહેલી હતી છતાં પવિત્ર હતી એવું અગ્નિમાં પ્રવેશ કરી તે પોતાની પવિત્રતા સાબીત કરી આપે એવો રામે નિશ્ચય કીધો. એથી લોકના મનનું સમાધાન થશે ને એને અપવાદ નહિ આવે એમ રામને લાગ્યું. આથી સીતાએ અગ્નિમાં પ્રવેશ કીધો ને પોતે શુદ્ધ હતી તેવી હતી તેવી પાછી બહાર આવી. તે વખતે આકાશવાણી થઈ કે એ સતી પવિત્ર છે. એ સાંભળી સહુને આનંદ થયો.

આ પછી તેઓ અયોધ્યા તરફ પાછાં ફર્યાં ને ત્યાં જઈ સુખે દિવસ ગાળવા લાગ્યાં. પણ સીતાના કપાળમાં સુખ લખેલું નહોતું. થોડા દિવસ આડા ગયા નહિ એટલામાં બાપડી સીતાને માથે નવું દુઃખ આવી પડ્યું. રામ હવે ગાદીએ બેઠેલા હતા, અને ઘણા ડહાપણે રાજ્ય ચલાવતા હતા. પરંતુ પોતાના રાજ્યકારભારથી લોકોમાં સંતોષ છે કે નહિ તેની પરીક્ષા કરવાની ઇચ્છા થવાથી તેણે એક વખતે નગરચર્ચા જોવા દૂતો મોકલ્યા. તેમાં એકે, એક ધોબીને પોતાની સ્ત્રીને રામનું રાજ્ય છે ખરૂં, પણ તેમાં તેની પેઠે એ નહિ વર્તે, ને તેણે પારકા ઘરમાં રહેલી સ્ત્રીને ઘરમાં રાખી તેમ એ નહિ રાખે એવું મહેણું મારતાં સાંભળ્યું. આ ખબર રામને જાહેર કરતાં તેને બહુ ખોટું લાગ્યું. તે જાણતા હતા કે સીતા પવિત્ર હતી, પણ રામે પોતાના મનમાં વિચાર કરી લક્ષ્મણને કહ્યું કે સીતા હમણાં ગર્ભવતી છે, વળી એણે આગળ ઉપર કહ્યું છે કે એને ઋષિના આશ્રમમાં રહેવાનું મન છે, તો તમે તેને તેડી જાઓ; અને વાલ્મિક ઋષિના આશ્રમ

આગળ મૂકી આવો. આ સાંભળી ભરત શત્રુઘ્ન તથા લક્ષ્મણે ઘણી રીતે રામને સમજાવ્યા, પણ તેણે માન્યું નહિ. એટલે લાચારીથી લક્ષ્મણે સીતા પાસે જઈ કહ્યું કે તમને ઋષિઆશ્રમ જોવાની હોંસ છે તેથી તમને ત્યાં તેડી જવાની મને રામની આજ્ઞા થઈ છે, માટે ત્યાં જવા તૈયારી કરો. સીતા તૈયાર થયાં એટલે તેમને ગંગા પાર મૂકયાં. અહિં લક્ષ્મણે રામનો વિચાર સીતાને જણાવ્યો, પણ તેથી તેને પોતાના સ્વામિપર જરા પણ માઠું લાગ્યું નહિ. પણ એથી ઉલટું લક્ષ્મણ સાથે તેણે રામને કહેવડાવ્યું કે હું આપની દાસી છું, મારૂં રક્ષણ કરવું આપના હાથમાં છે, હું આપની કીર્તિ સાંભળી અહિં બેઠાં બેઠાં પણ રાજી થઇશ, ને આપની આજ્ઞા થશે ત્યારે સેવામાં હાજર થઈશ. અહો ! પ્રભુ ! આવી સાધ્વીઓ પણ તેં સરજી છે કે આટલું કષ્ટ સહન કીધું તોએ પોતાના પતિ પ્રત્યેનો પ્રેમ એવો ને એવો રહ્યો.

નિર્જન વનમાં એકલાં મૂકેલાં સીતા રૂદન કરવા લાગ્યાં. એવામાં વાલ્મિક ઋષિના પત્ની તેમની સખીઓ સાથે ફરતાં ફરતાં ત્યાં આવી પહોંચ્યાં. તેમણે સીતાને રૂદન કરતાં સાંભળી પાસે જઇ તે કોણ છે, તથા શા માટે રૂએ છે એ વિષે પૂછ્યું. સીતાએ પોતાની બધી વાત કહી. આથી ઋષિપત્નીને દયા આવવાથી તે તેને પોતાને આશ્રમે તેડી ગઇ, ને તેની આસનાવાસના કીધી. સીતાને વનમાં મૂકયાં હતાં તે વખતે તે સગર્ભા હતાં, એટલે થોડા દિવસ વીત્યા પછી તેણે બે પુત્રોને જન્મ આપ્યો. ઋષિએ મોટાનું લવ અને નાનાનું કુશ એવાં નામ પાડયાં. બાળકો ઉન્મર લાયક થયા જોઈ તેમને ઋષિએ વિદ્યા શીખવવા માંડી. સાતમે વર્ષે ઉપવિતનો સંસ્કાર કીધો, અને અનેક શાસ્ત્રો તથા અસ્ત્રશસ્ત્રનો પણ અભ્યાસ કરાવ્યો. બન્ને પુત્રોનાં બુદ્ધિ તથા પરાક્રમ વધતાં ગયાં. ઋષિની તેમનાપર પ્રીતિ ઘણી હતી. ઋષિએ પોતે રચેલા રામાયણનો પુત્રોને સારો અભ્યાસ કરાવ્યો.

રામચંદ્રજીએ સીતાને એક ધોબીના વચનપરથી તજ્યાં તો ખરાં, પણ તે સમજતા હતા કે સીતા નિર્દોષ હતાં, તેથી રાત દહાડો તે પસ્તાવો કરતા હતા. દિલગીરી દૂર કરવાને ઋષિઓની સંમતિથી તેમણે અશ્વમેધ યજ્ઞ

કરવાનો વિચાર કીધો. એથી ઘોડો છોડી મૂકી પાછળથી શત્રુઘ્નને સૈન્ય આપી તેના રક્ષણ માટે મોકલ્યા. ઘોડો વાલ્મિક ઋષિના આશ્રમ આગળ આવતાં તેનાપર લવ કુશની નજર પડવાથી તેમણે તે બાંધ્યો. તેને છોડી દેવા શત્રુઘ્ને ઘણો આગ્રહ કર્યો, પણ તે બંને ભાઇઓએ માન્યું નહિ તેથી લડાઈ થઈ, ને તેમાં અંતે શત્રુઘ્ન હાર્યા. એ ખબર રામને થતાં પોતે જબરૂં સૈન્ય લઈને આવ્યા. પોતાના પુત્રોને જોતાં કુદરતી પિતાપ્રેમ ઉભરાયો. પુત્રોએ સીતાને વાત કરી તેથી તે સમજી કે તે તેના સ્વામિ છે. એ વાત ઋષિને કરતાં તે રામને પોતાને આશ્રમે તેડી ગયા ને સાધ્વી સીતાનો અંગીકાર કરવા કહ્યું. એથી રામ પોતાના પુત્રો તથા સીતા સહિત ઋષિની આજ્ઞા લઈ ધામધુમ સાથે અયોધ્યે આવ્યા. સીતાને થોડા દિવસનું સુખ રહ્યું. આખરે સતી સીતા પાછાં ધરતીમાંજ સમાઈ ગયાં.

સીતા જેવી રીતે ધરતીમાંથી ઉત્પન્ન થયાં હતાં તેજ રીતે પાછાં ધરતીમાં સમાયાં. એટલા કાળમાં તેને માટે શું શું તથા કેટલું કેટલું દુઃખ પડયું હતું તે ટૂંકામાં આપણે વાંચી ગયાથી જાણ્યું કે આ સાધ્વી સ્રીએ ઘણાં કષ્ટ વેઠયાં હતાં. પતિથી છુટી પડી. માથે મહા બળવાન શત્રુ પેદા થયો તેને ત્યાં કેદમાં પતિના વિયોગમાં રહેવું પડયું છતાં તેણે કેટલી હિમ્મત બતાવી હતી તથા પોતાના પતિવ્રતમાં ચુક પડવા દીધી નહોતી. ધન્ય છે એવી સતીઓને કે જેને માથે દુઃખનાં ઝાડ ઊગ્યા છતાં પણ પોતાનું શીયળ સાચવી આ જગતમાં સૂર્ય તપે ત્યાં લગીનો પોતાનો પતિવ્રત રૂપી પડછાયો તે મૂકતી ગઈ. સૃષ્ટિના સરજનહારને એજ વિનંતિ છે કે એવાં પ્રેમી જોડાં હમેશાં તે આ જગતમાં ઉત્પન્ન કરે કે જેથી આ ભારતભૂમિનો જય થાય.



# ચરિત્ર ૨ જું.

## દ્રૌપદી.



આ મહા સતીના પિતાનું નામ દ્રુપદ હતું તે પરથી એનું નામ દ્રૌપદી પાડવામાં આવ્યું હતું. તે પાંચાલ દેશની હતી, માટે પાંચાલી પણ કહેવાતી હતી. એનો જન્મ યજ્ઞની વેદિમાંથી થયો હતો. ધર્મ, શાસ્ત્ર વગેરે ઉપયોગી શિક્ષણ પિતાને ત્યાંજ તેણે લીધું હતું. એનામાં જરા તીખા સ્વભાવનો અંશ હતો, પણ વખત જતાં પાછી વળી જતી હતી. વળી તેનામાં સામા માણસનું મન પારખી કાઢવાની શકિત હતી. એ સિવાય બધી બાબતમાં તે ચતુર તથા હોંશિયાર હતી.

દ્રૌપદીના પિતા દ્રુપદે પ્રતિજ્ઞા લીધી હતી કે જે મત્સ્ય વેધે તેને આ કન્યા પરણાવવી. કારણ કે દ્રુપદનું મન તેને અર્જુન સાથે પરણાવવાનું હતું. અર્જુન તો લાક્ષાગૃહમાં બળી મૂઆ હતા એમ સાંભળ્યું હતું, તેથી અર્જુન સિવાય બીજો કોઈ મચ્છવેધ કરી શકે એમ નહોતું તેથી તેણે એવું પણ લીધું હતું. એટલે કદાપિ અર્જુન હયાત હશે તો મચ્છવેધને માટે ગમે ત્યાંથી તે આવશે એમ ધારી તેણે ઉપલી યુક્તિ રચી હશે.

દ્રૌપદીના સ્વયંવરના આમંત્રણ બધા દેશોમાં મોકલ્યાં હતાં એટલે સહુ રાજા નિમેલે વખતે આવી પહોંચ્યા હતા. તેમાં કૃષ્ણ, બળભદ્ર, જયદ્રથ, શિશુપાલ વગેરે ઘણા મહારથી રાજાઓ મળ્યા હતા. પાંડવો પણ હતા. પણ લાક્ષાગૃહમાંથી બચ્યા પછી તેઓ છતા થયા નહોતા, તેમ તે હયાત છે એવી ખબર પણ કોઇને નહોતી. સર્વ એમ જ માનતા હતા કે તે તો બળી મૂઆ હતા. પણ તેઓ વનવાસી હતા, ને બ્રાહ્મણને વેશે મચ્છવેધ જોવાને ઇચ્છાએ ત્યાં આવ્યા હતા.

સ્વયંવર મંડપ અતિ ઠાઠમાઠથી સુશોભિત કરવામાં આવ્યો હતો. સર્વે પોતપોતાની જગ્યા જોઇ બેઠા હતા. દ્રૌપદી પોતાની સખી સાથે હાથમાં વરમાળ લેઇ બેઠી હતી. સ્ત્રીઓ મંગળ ગીતો ગાઈ રહી હતી. વચ્ચે સ્તંભ ઉપર સુવર્ણ મત્સ્ય ટાંગેલો હતો, તેને ફરતાં ઉલટસુલટ ચક્રો હતાં. નીચે એક ધનુષ્ય હતું. સમય થતાં દ્રૌપદીનો ભાઈ ધૃષ્ટદ્યુમ્ન સભા વચ્ચે ઊભો થઈ બોલ્યો, હે શૂરવીરો! આ સ્તંભ ઉપર સુવર્ણ મત્સ્ય ટાંગેલો છે તેની આંખ આ ધનુષ્ય વડે જે વીંધશે તેને દ્રૌપદી વરમાળ આરોપશે. વળી કોઈએ એકથી બીજી વાર બાણ મારવું નહિ માટે જેનામાં પરાક્રમ હોય તે ઊઠો.

કેટલાક રાજાઓ ઊઠ્યા, પણ ધનુષ્ય વાળી શક્યા નહિ. એટલે નિરાશ થઈ પાછા બેઠા. કર્ણે ઊઠી ધનુષ્ય વાળ્યું તે વખતે સુતપુત્રને હું પરણીશ નહિ એવો દ્રૌપદીએ સ્વર કીધો, તેથી તે ઝંખવાણો પડી ગયો, ને વીલે મ્હોડે મંડપ બહાર જઈ બેઠો. આમ એક પછી એક બધા રાજાઓ નિ-રાશ થઇને બેઠા, ત્યારે છેવટે ઋષિ મંડળમાંથી અર્જુન—જે બ્રાહ્મણને વેશે હતા તે—ઊઠયા ને તેણે ધનુષ્ય ચઢાવ્યું. બ્રાહ્મણને ધનુષ્ય ચડાવતો જોઈ સહુ વિસ્મય પામ્યા. અર્જુને ગુરૂ દ્રોણનું સ્મરણ કરી બાણ માર્યું કે તરત મત્સ્યની આંખ વિંધાઈ ગઈ. એની સાથે સભામંડપ હર્ષનાદથી ગાજી ઊઠયો, ને હર્ષની તાળીઓ પડી ને દ્રૌપદીએ અર્જુનને વરમાળ આરોપી.

પાંડવો દ્રૌપદીને તેડી પોતાના મુકામે આવ્યા, ને અમે ભિક્ષા લાવ્યા છીએ એવી વધામણી માતા કુંતાજીને આપી. કુંતાએ હમેશ મુજબ વગર જોયે કહ્યું કે પાંચે ભાઇઓ વહેંચી લો. આ સાંભળી યુધિષ્ઠિર બોલ્યા; માતાજી તમે વગર વિચાર્યું શું બોલ્યાં? આ તો સ્ત્રી છે ભિક્ષા નથી. આથી હવે શું કરવું તેના વિચારમાં તેઓ પડ્યા. ઋષિ મુનિઓને પૂછતાં એવો શાસ્ત્રાર્થ નીકળ્યો કે એને ગયા જન્મનું વરદાન છે, માટે તે પાંચ પતિવાળી થશે. એ વિષે કથા એવી છે કે ગયા જન્મમાં એ મેધાવી ઋષિની કન્યા હતી. તે વખતે બાપે ઘણી મહેનત લીધા છતાં કન્યા કુંવા-રી રહી હતી, ને પોતે મરણ પામ્યો હતો. પાછળથી કન્યાએ તપ કર્યું

ને શિવને પ્રસન્ન કરી વરદાન માગ્યું તેમાં પતિ આપો, પતિ આપો એમ પાંચ વખત કહ્યું. શિવે તથાસ્તુ કહી કહ્યું તને આવતા જન્મમાં પાંચ પતિ થશે, કારણ કે તેં પાંચ વખત પતિ માગ્યો છે. આ જન્મ તો તારે કુંવારો જ કહાડવો પડશે. એ પ્રમાણે એટલે કુંવારી અવસ્થામાં તેણે દેહ તજ્યો ને દ્રુપદ રાજાને ત્યાં વેદીમાંથી ઉત્પન્ન થઈ, ને વરદાન પ્રમાણે તમારી પત્ની થઈ; માટે તમે પાંચે ભાઈ તેને પરણો.

ઋષિઓના શાસ્ત્રાર્થથી દ્રુપદને ખાત્રી થઈ નહિ, કારણ કોઇ સ્ત્રી એક કરતાં વધારે પતિને પરણેલી તેણે સાંભળી નહોતી. તેથી સતી શિરોમણી બાળકુમારીને પાંચ ભર્તાર કેવી રીતે પરણાવું એના તર્ક વિતર્કમાં રાજા બેઠા હતા. તેવામાં મહાત્મા વ્યાસજી સ્વયંવરનો સમય જાણી ત્યાં આવી પહોંચ્યા. રાજા ઊઠીને તેમને પાયે પડ્યો, અને આસન આપી બેસાડીને વિનય સહિત તેણે વિનંતિ કીધી કે આ પ્રસંગે આપ પધાર્યા એ મારાપર મોટો ઉપકાર થયો છે. મારી પુત્રીની બાબતમાં હું જે ઘોટાળામાં પડ્યો છું તેનો નિર્ણય આપ કરી આપશો એવી આશા છે. પછી જે બીના બની હતી તે વ્યાસજીને નિવેદન કરી ત્યારે તેમણે ધર્મરાજાને પૂછ્યું કે તમે ધર્મધોરિંધર કહેવાઓ છો, ને આવું કામ કરવા કેમ તત્પર થયા છો? શું સ્ત્રીને એકથી વધારે પતિ હોવાનું સાંભળ્યું છે? યુધિષ્ઠિરે ઉત્તર વાળ્યો કે એ વાત સત્ય છે, પણ માતાના વચનની ખાતર તે પ્રમાણે કરવાની અમારી ફરજ છે. આગળ ઉપર ગૌતમ ઋષિના વંશમાં જટિલા નામની કન્યા હતી તેને ઘણા ઋષિઓ વર્યા હતા, એ આપના જાણવામાં હશે જ. માટે આપ આજ્ઞા આપો, અમારે માતાનું વચન મિથ્યા ન થવા દેવાનો નિયમ છે. વ્યાસજીએ કુંતાને પણ ઘણી રીતે સમજાવ્યાં પણ તે નહિ સમજ્યાથી દ્રુપદના મનનું સમાધાન કરવા દ્રૌપદીના આગલા જન્મની વાત કરી.

એ કથા એવી છે કે એક વખતે નિમીષારણ્યમાં ઋષિઓ તપ કરતા હતા ત્યાં કોઈ અધર્મ સમજતું નહોતું. કોઈ મનુષ્યનું મૃત્યુ થતું નહિ, તેથી

ઇંદ્રને ઘણું આશ્ચર્ય લાગ્યું. એની ખાતરી કરવા સર્વ દેવ મળીને બ્રહ્મા પાસે ગયા, ને તેને સર્વે નમી બોલ્યા કે અમે તો આપને આધારે છીએ. હ-ણાનું કોઈ માનવી મરતું નથી, ને અમર થયું છે તેનું કારણ શું? બ્રહ્માએ તેમના મનનું સમાધાન કીધું કે રાજા ધર્મે એક અધ્વરનું કામ આરંભ્યું છે તે યજ્ઞને અંતે સહુને તે મારશે. પછી ઇંદ્ર ત્યાંથી ધર્મરાજા અધ્વર કરતા હતા તે સ્થાનકે જવા અતિ ગર્વથી ચાલ્યા જતા હતા. ત્યાં ગંગા નદીમાં સોનાનું કમળ વહેતું જોયું. તે લઈને જોયાથી વિસ્મય પામતા બોલ્યા કે આવું તો મેં કોઈ દિવસ દીઠું નથી. એની એક હજાર તો પાંખ-ડી છે. હું સ્વર્ગનો રાજા મિથ્યા છું. મારી વાટિકામાં આવાં પુષ્પો થતાં નથી માટે એ જ્યાં થતું હોય તે સ્થાનક અવશ્ય શોધી કાઢવું જોઇએ. આ વિચારથી ગંગાને ઉપલે કાંઠે તે ચાલ્યા જતા હતા ત્યાં એક કન્યાને જળમાં રૂદન કરતાં સાંભળી. ઇંદ્ર તેની પાસે ગયા, ને તે શા માટે રૂદન કર-તી હતી તેનું કારણ પૂછ્યું, અને તેને માથે જે દુઃખ હોય તે કહેવા કહ્યું. તે સ્ત્રીએ પ્રતિ ઉત્તરમાં જણાવ્યું કે તમારે જાણવાનું કામ હોય તો હું જ્યાં જાઉં ત્યાં મારી પાછળ પાછળ ચાલ્યા આવો. તે રીતે સ્ત્રી અને ઇંદ્ર ચાલ્યાં. ચાલતાં ચાલતાં ગિરિરાજના શિખરપર કે જ્યાં મોટા હેમમય અવાસ શોભી રહ્યા હતા; જ્યાં કોટિ સૂર્ય સમાન પ્રકાશ પડી રહેલો હતો, જ્યાં રત્નમય આસન હતું ને તેનાપર એક દિવ્ય પુરૂષ બેઠો હતો ત્યાં આવી પહોંચ્યાં. તે દિવ્ય પુરૂષને ઇંદ્રે જોયો એટલે તે વિચારમાં પડયો. મારે વશ આખું ત્રિ-લોક છે, ને હું ધનુર્વિદ્યાનો અધિકારી છું છતાં એ મને ઓળખતો નથી? શું એને અભિમાન હશે? એવું ઇંદ્રનું બોલવું સાંભળી તે દિવ્ય પુરૂષે જરા મુખ મલકાવ્યું. તેજ વખતે ઇંદ્ર સ્તબ્ધ તથા જડભરત જેવો થઈ ગયો, ને એ જગ્યાએજ ઠરી ગયો. એ જોઈ પેલી સ્ત્રી બોલી કે એ જ-ગ્યા એવી છે કે અહિં આવનારને કામ, ક્રોધ, મોહ, મત્સર થયા વિના ર-હેતાં નથી. ત્યારે ઇંદ્ર પોતાની ભૂલ સમજ્યો, ને તેણે તેની માફ માગી. પછી તે સ્ત્રીએ પાણી છાંટી ઇંદ્રને ઉઠાડયો ને અંદર મહાદેવ બીરાજે છે

ત્યાં જઈ દર્શન કરવા કહ્યું. ઇંદ્રે દ્વાર ઉઘાડી અંદર જોયું તો શરીર કંપવા લાગ્યું. એક તો એણે નીલકંઠ મહાદેવને તથા બીજા ચાર ઇંદ્રને જોયા. ઇંદ્રને જોઈ તે ઘણો ધ્રુજવા લાગ્યો. ત્યારે સ્ત્રીએ કહ્યું કે અંદર ગયા સિવાય તારો છુટકો નથી, માટે તું અંદર જા. ઇંદ્ર ગભરાતો ગભરાતો બોલ્યો કે આ હું કશું જાણતો નહોતો. આ તો સાક્ષાત્ ઈશ્વર છે. પછી તે મહાદેવે પાંચે ઇંદ્રને અવતાર ધારણ કરી મૃત્યુલોકમાં અવતરી દુષ્ટનો સંહાર કરવા આજ્ઞા આપી. ઇંદ્ર મહાદેવને ચર્ણે નમી બોલ્યા કે અમે આપના દાસ છીએ, માટે આપનું શુભ શરણ ઇચ્છીએ છીએ. પછી મહાદેવે કહ્યું કે જાઓ તમારો અવતાર દેવતાથી થશે. ધર્મ, વાયુ, ઇંદ્ર તથા અશ્વિનિકુમારથી તમારી ઉત્પત્તિ થશે, ને માનસી તમારી માતા થશે. શ્રીકૃષ્ણ સરખા જગત્પ્રભુનો તમારે સ્નેહ થશે, ને તે તમને સહાયતા કરશે. આ ઉપરથી ઇંદ્રે જણાવ્યું કે આ શાપનું કારણ આ એક સ્ત્રી છે તોએ એને તો અમે પામ્યા નહિ તેનું કારણ શું? આથી મહાદેવે એજ કામની તમારી પાંચેની સ્ત્રી થશે એમ કહી ગુફામાંથી બધાને જવા આજ્ઞા આપી.

આ પછી મહાદેવે વિષ્ણુને પોતે જે બધું કીધું હતું તેનાથી વાકેફ કીધા, એટલે વિષ્ણુએ પોતાનો એક ધોળો અને એક કાળો એમ બે વાળ ચુંટી કહાડચા. એમાંનો કાળો વાળ તે કૃષ્ણ ને ધોળો તે બળભદ્ર. પાંચ ઇન્દ્ર તે પાંચ પાંડવો, ને અગ્નિથી ઉત્પન્ન થઈ તે લક્ષ્મી, ને તેજ દ્રૌપદી.

આ પ્રમાણે વ્યાસજીએ દ્રૌપદીના ગત જન્મની કથા કહી, તોપણ દ્રુપદ રાજાનું મન માન્યું નહિ. ત્યારે વ્યાસજીએ રાજાનાં દિવ્ય ચક્ષુ કીધાં. તેણે કરીને તેણે પાંડવોને શિરપર મુગટ પહેરેલા, સારાં આભ્રણ તથા અલંકારવાળા, સ્વરૂપે કામદેવ સરખા શોભી રહેલા જોયા, ને સ્ત્રી તરીકે દ્રૌપદીને ઊભેલી દીઠી. એ ઉપરાંત કૃષ્ણ, બળદેવ તથા સદાશિવને પણ જોયા. ત્યારે દ્રુપદ વ્યાસજીને ચરણે નમી કહેવા લાગ્યો કે દ્રૌપદીના નશીબમાં પાંચ પતિ લખેલા છે. એમાં પાંડવોની લેશ માત્ર કસુર નથી. આપની કૃપાથી મેં સર્વ હકીકત જાણી એટલે મને ખાતરી થઈ કે એ સર્વ દેવનું જ કર્તવ્ય છે.

પછી દ્રુપદે સર્વ સામગ્રી તૈયાર કરાવી શુભ મુહૂર્તમાં લગ્ન લઈ ધર્મરાયને આમંત્રણ મોકલ્યું. સહુમાં યુધિષ્ઠિર પહેલા પરણ્યા; પછી એક એક દિવસને અંતરે બીજા ચાર ભાઇઓ પરણ્યા. દ્રુપદે કન્યાદાન આપી, પહેરામણી પણ ઘણી સારી કરી. ધનના ભંડાર, દાસદાસી, હાથીઘોડા, વસ્ત્ર વગેરે બધું ઘરબાર પહેરામણીમાં આપી દ્રુપદ રાજા પાંડવોને ચરણે નમ્યો. એ રીતે પાંડવો પરણીને આવ્યા એટલે દ્રૌપદી સાસુ કુંતાજીને પગે પડયાં. એ વખતે કુંતાજીએ તારા પતિઓની સંગે સદાકાળ સુખમાં ગાળજે, પતિવ્રતાનો ધર્મ પાળી ચાલજે, પાંચે પતિને પુત્રનું સુખ આપજે, ને સદા કૃષ્ણમાં ભકિત રાખજે એવો તેને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યો. પાંડવો પાંચાલ દેશમાં પ્રકટ થયા એ વાત દેશોદેશમાં ચાલી રહી. માતા તથા સ્ત્રી સહીત પાંડવો હસ્તિનાપુરમાં આવ્યા, ને પોતાનું રાજ્ય ચલાવવા લાગ્યા. દ્રૌપદી પોતાના પતિ સાથે ઇંદ્રપસ્થમાં આવી રહી હતી. તે રાજકાજમાં સલાહ આપી શકે એવી ડાહી હતી. સંસાર વહેવારના કામ પણ ચતુરાઇથી ચલાવતી હતી. વનવાસમાં પાંડવો તથા કુંતાજી વગેરેની સેવાચાકરી કરતી હતી. નિત્ય વહેલી ઊઠી સ્નાન કરી ઈશ્વરભક્તિમાં થોડો કાળ ગાળતી. પોતાના પતિઓ જે આજ્ઞા કરતા તે માથે ચડાવી તે પ્રમાણે વર્તતી. હલકી સ્ત્રીઓની સાથે કદિ ઊભી સરખી રહેતી નહિ. વગર કારણે કોઇ દિવસ ભટકતી નહિ. ઘરમાં રહી ડહાપણથી ચાલતી, ને ઘણા જ આશ્ચર્ય વિના કોઇ વાર ખડખડાટ હસતી નહિ. સત્ય પાળવામાં શૂરી હતી, ને છાલકાઈમાં અધુરી હતી. પતિના નિયમ તે જાણી ગઈ હતી તેથી વગર કહ્યે બધું હાજર રાખતી, ને તેમાં ખોટ પડવા દેતી નહિ. પોતાના સૌભાગ્ય જેટલા શણગાર શરીરે ધારણ કરતી, પણ શોભા ખાતર વધારાનું કાંઈ રાખતી નહિ. સાસુ કુંતાજી કહે તે પ્રમાણે વર્તતી. વૃદ્ધોને માન આપતી, અતિથિસત્કાર, ઘરસાળા, ગૌશાળા વગેરે ઘરની બધી ચિંતા પોતાને માથે રાખી પતિ નિશ્ચિંત રહે તેમ કરતી. અર્જુન સુભદ્રાને હરણ કરી લાવ્યા ત્યારે પોતાની બહેન આવ્યા જેટલો તેને આનંદ થયો હોય તેમ

તેણે તેને છાતી સાથે દાબી પ્રેમથી બોલાવી હતી. સુભદ્રાને અભિમન્યુ જન્મ્યા પછી દ્રૌપદીને પુત્રો જન્મ્યા હતા, પણ તેથી તેને અસંતોષ થયો નહોતો.

પાંડવોને મળવા માટે શ્રી કૃષ્ણ ભગવાન દ્વારિકામાંથી કામ્યક વનમાં આવ્યા હતા ત્યારે સત્યભામાને પોતાની સાથે લાવ્યા હતા. સત્યભામા ઘણી રીસાળ હતી એટલે તેને દ્રૌપદીના દાખલાથી શિખામણ મળે એ વિચારથી તેને સાથે તેડી લાવ્યા હતા. દ્રૌપદીપર પાંડવોની અખંડ પ્રીતિ જોઈ તેણે દ્રૌપદીને પૂછ્યું કે તમે એવું કયું વશીકરણ કીધું છે કે તમારી ઉપર પાંડવો આટલો બધો પ્રેમ રાખે છે? જે મંત્ર, જંત્ર, કામણટ્રમણ કે જે કંઈ હોય તે મને બતાવો કે તે પ્રમાણે હું કરૂં તો શ્રી કૃષ્ણ સદા મારે વશ રહે. આ વચનોથી દ્રૌપદીને ગુસ્સો આવ્યા છતાં તેણે શાંત રહીને તેને એટલો જવાબ દીધો કે, તમે નીચ સ્ત્રીના જેવા ઉપાય પૂછો છો તેવો ઉપાય મારી પાસે એકે છે નહિ તો પછી તમને શું બતાવું? જ્યારથી પતિ જાણે કે મારી સ્ત્રી મને કામણથી વશ કરવા માગે છે ત્યારથી તેની પ્રીતિ પોતાની પત્નીપરથી ઉતરી જાય છે. કોઈ સ્ત્રી એવા ઉપાય કરી પોતાના પતિને કંઈ ખવાડે છે તો તેના શરીરમાં રોગ ઉત્પન્ન થાય છે, ને અંતે પોતાને જ દુઃખ વેઠવું પડે છે. માટે પતિ વશ કરવાનો મારો મંત્ર એજ છે કે સ્ત્રીએ સદા તેના કહ્યા પ્રમાણે વર્તવું, અને તેને પ્રિય લાગે તે કરવું. ગમે તેટલા દાસદાસી હાજર છતાં પતિનું કામ પોતે જાતે જ કરવું. પતિને જમાડીને જમવું, અને પતિના સુતા પછી સુવું. નીચ હલકી સ્ત્રીઓની સાથે સંબંધ રાખવો નહિ. ઘણું હસવું નહિ. મન વશ રાખવું. વસ્ત્રાલંકારની અયોગ્ય લાલચ રાખવી નહિ. પતિના કુટુંબીઓ સાથે હળીમળી તથા સાસુની આજ્ઞા પ્રમાણે ચાલવું. દિયરને પોતાના ભાઈ પ્રમાણે અને નણંદને બહેન પ્રમાણે સમજી તેમના કામકાજમાં હમેશાં અન્તઃકરણથી મદદ કરવી. કોઈ સાથે વાદવિવાદ કરવો નહિ. વગેરે સારાં આચરણથી ચાલવાથી ગમે તેવો દુષ્ટ સ્વભાવનો પુરૂષ પણ તેની સ્ત્રીને વશ રહે છે.

કારણ પત્ની એક સુકન સાંભળવા સરખું રાખે નહિ તો આ માટે તેના પતિને કહેવું પડે? માટે મારો તો એજ વશીકરણ મંત્ર છે. તમને યોગ્ય લાગે તો તમે તે લો, ને તે પ્રમાણે એક વાર ચાલી જોઈ શ્રી કૃષ્ણ ભગવાન વશ રહે છે કે નહિ તે વિષે કાંઈ વખતે તમે મને મળો ત્યારે કહેજો. આ શિખામણ સ્ત્રીઓને ગ્રહણ કરવા યોગ્ય છે.

દુર્યોધન સાથે દ્યૂત રમતાં યુધિષ્ઠિર રાજ્યપાટ હારી ગયા ત્યારે પાંચે ભાઈ દ્રૌપદી સહિત દાસ થયા. દ્રૌપદીને સભામાં બોલાવી લાવવા દુર્યોધને હુકમ કર્યો. તે સાંભળી સેવકો તરત તેને તેડી લાવવા ગયા. તમને સભામાં દુર્યોધન રાજા બોલાવે છે એમ દ્રૌપદીને આવી કહ્યું તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે, યુધિષ્ઠિરે દાસ થયા પહેલાં કે પછી મને હોડમાં મૂકી છે તે પૂછીને આવ. સેવકે સભામાં આવી દ્રૌપદીએ કહેલાં વચનો કહ્યાં. તેપરથી દ્રૌપદીની કશી આડી અવળી વાતો મારે સાંભળવી નથી એવું દુર્યોધને કહી તેને સત્વર તેડી લાવવા સેવકને હુકમ કર્યો. પણ ભીમનું વિકરાળ સ્વરૂપ જોઈ સેવકને નહિ મોકલતાં પોતાના ભાઈ દુઃશાસનને જવા કહ્યું. તેણે આવી દ્રૌપદીને કહ્યું કે તમારે જે કહેવાનું હોય તે સભામાં આવી કહો. આથી તે કાંપતી કાંપતી સભામાં જવા ચાલી, પણ તેણે રણવાસ તરફ જવા માંડયું એટલે દુષ્ટ દુઃશાસને પોતાનાં કાળાં કૃત્ય કરનાર હાથથી તેનો ચોટલો તાણી "ચાલ, દુર્યોધનની સેવામાં એકદમ હાજર થા" એમ કહી તેને સભા તરફ દોરી. દુઃશાસનનાં આવાં અસહ્ય, ક્રુર વચનો સાંભળી સતીએ કહ્યું મારા કેશ વીંખાઈ ગયા છે, ને વસ્ત્ર ખસી જાય છે, માટે તું આવી રીતે મને ખેંચ નહિ. મારા વડિલો મને જૂએ છે, તેથી મને શરમ આવે છે. પણ દુષ્ટના હૃદયપર કાંઈ અસર થઈ નહિ, ને તેણે કાંઈ પણ નહિ સાંભળતાં પોતાનું નિર્લજ કામ કર્યા કીધું. આથી સતીથી બોલ્યા વિના રહેવાયું નહિ કે અરે, હાય! હાય! આ સભામાં કોઇપણ સત્પુરૂષ નથી? બધાજ સરખા મળેલા છે? હું નથી ધારતી કે કોઇ માનો પુત હોય કે મને આ અધર્મીના પંજામાંથી મુક્ત કરે. આ દુષ્ટ મારાપર આવી રીતે જુલમ

ગુજારે છે છતાં કોઈ બોલી શકતું નથી ? ધિક્કાર છે આ સભાને ને ધિક્કાર છે સર્વ સભાસદોને !! કૌરવકુળનો અંત હવે છેક નજીક આવ્યો લાગે છે. આવા ભીષ્મપિતામહ, દ્રોણ, વિદુર, કૃપાચાર્ય વગેરે વૃદ્ધ પુરૂષો છતાં આ દુષ્ટ અધર્મી જે પોતાની ગુપ્તીઆરીથી કામ કરે છે તેને વારનાર કોઈ નથી ? સતીના આ વચનોથી સહુ લજ્જિત થયા ને નીચું જોઈ બેસી રહ્યા. દ્રૌપદીએ ભીષ્માદિકને ઘણા ક્રોધથી પ્રશ્ન પૂછ્યો કે યુધિષ્ઠિરે પોતે દાસ થયા પહેલાં કે પછી મને હોડમાં મૂકી છે ? પણ એનો ઉત્તર ન મળ્યો. દુર્યોધન આગળ કોઈથી ઉત્તર આપી શકાયો નહિ. સર્વ નીચું જોઈ બેસી રહ્યા. માત્ર ધૃતરાષ્ટ્રનો નાનો પુત્ર વિકર્ણ જુસ્સાથી બોલી ઊઠ્યો કે, આ ઘણો અધર્મ થાય છે. દ્રૌપદી કોઈ પણ રીતે દાસી થવા યોગ્ય નથી. પાંડવો પોતાનું શરીર હારી ગયા પછી દ્રૌપદીને જુગારમાં માંડી શકે નહિ. પાંડવોના શરીર સાથે એને હારી ગયેલી માનતા હો તો મોટી ભૂલ છે. આ પ્રમાણે તે બોલ્યો જેથી કર્ણે તેને બોલતાં બંધ રાખી બેસાડી દીધો, ને દુઃશાસનને કહ્યું તું શું જુએ છે ! ડરે છે શેનો ? પાંડવો તથા તેની સ્ત્રીના વસ્ત્રો ખેંચવા માંડ. આથી તેણે દ્રૌપદીનાં વસ્ત્રો તાણવા માંડયાં. દ્રૌપદીએ પાંડવોની સહાય માગતી હોય તેમ તેમની સામી નજર કરી. ભીમથી સહન નહિ થવાથી તે ઊઠતો હતો તેને યુધિષ્ઠિરે અણસારે બેસાડી દીધો. આ પ્રમાણે સતી નિરાધાર થવાથી આખરે આક્રંદ કરતી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરતી હોય તેમ બોલી કે અરેરે ! શરણાંગત વત્સલ દીનબંધુ જગદીશ્વર ! હે શ્રી કૃષ્ણ ! મારૂં રક્ષણ કરો. આ વખતે તમારા વિના મારૂં કોઈ નથી કે જેને મારાપર દયા આવે.

સતીની સહાયતા માટેની પ્રાર્થના સાંભળી ભક્તની વ્હારે ધાનારો પ્રભુ અદ્રશ્ય રહી સતીની વ્હારે ધાઈ જેમ જેમ તેના શરીરપરનું વસ્ત્ર ખેંચાતું ગયું તેમ તેમ બીજું એક નવું શરીર ઉપર તૈયાર રાખતો ગયો, જે જોઈ સર્વ સભાજનો વિસ્મય પામ્યા, ને સતીને વખાણવા લાગ્યા. દ્રૌપદીએ દુઃશાસનને શાપ આપ્યો કે જેણે પોતાના હાથ વડે મારૂં શરીર ઉઘાડું

કરવા પ્રયત્ન કીધો છે તેનું પરાક્રમી પાંડવો તૃપ્તિ થાય તેટલું રૂધિરપાન કરો. આ સાંભળી દુઃશાસન વસ્ત્ર તાણતો અટકી નીચું જોઈ રહી લજ્જિત થયો. ભીમે દાંત કકડાવી પ્રતિજ્ઞા લીધી કે દ્રૌપદીના કહેવા પ્રમાણે મારી ગદાવડે દુઃશાસનની જાંગ ચીરી લોહી ના પીઉં તો હું કુંતીનો પુત્ર નહિ.

ધૃતરાષ્ટ્ર ને ગાંધારીને આ ખબર પડતાં તેઓએ આવીને પાંડવોને તેનું અપમાન કીધા બાબતનો પશ્ચાત્તાપ કીધો, ને રાજ્ય સોંપી પોતપોતાને સ્થાનકે ગયાં.

દુર્યોધનને હજી પણ જંપ વળ્યો નહિ, ને તેથી તે જંપીને બેઠો નહિ. ફરીને પાછા દ્યુત રમ્યા તેમાં પાંડવો હાર્યાથી દ્રૌપદી સહિત તેર વર્ષ વનવાસ મોકલ્યા, ને તેર વર્ષ પૂરાં થયા પહેલાં છતા થાય તો ફરી વનવાસ ભોગવે એવી શરત કીધી. પાંડવો તથા દ્રૌપદી વનવાસ નીકળ્યાં ત્યારે તેમણે બીજું સહુ તજી દીધું ને વલ્કલ ધારણ કીધાં. એ વખતે સતી દ્રૌપદીએ પ્રતિજ્ઞા લીધી કે ભીમ દુઃશાસનનું લોહી પીશે, ને તે લોહીથી ભરેલા હાથ મારે માથે મૂકશે ત્યાં લગી હું મારા કેશ છુટાજ રાખીશ. પાંડવોએ વનમાં ઘણા ઋષિઓનાં દર્શન કીધાં, ઘણાઓના આશીર્વાદ લીધા ને પરાક્રમ કીધાં. એક વખતે પાંડવો મૃગયાએ ગયા હતા તે વખતે દ્રૌપદી આશ્રમમાં એકલી હતી. એ સમયે દુર્યોધનનો બનેવી જયદ્રથ ત્યાંથી જતો હશે તેની દૃષ્ટિ દ્રૌપદીપર પડવાથી મોહિત થયો. સતી એકલી છે એ લાગ જોઈ તેને પકડી રથમાં બેસાડી તેનું હરણ કરી ગયો. આ વખતે દ્રૌપદીએ રાડ પાડી કે—

કર્મજ ફુટયાં ગયો કયાં ભીમ, વ્હારે વળજો નવ બળ સીમ;
ચૂંટી કેશ વદે મુખ વામા, પાર્થ પરાક્રમી આવો સામા.
હૃદય તાડી કહે અજાતશત્રુ, આવો નાથ રખે થાતા ભીત્રુ;
ઉદર ચૂંટી કર્યો સંતાપ, પધારો નકુળ વહેલા આપ.
પાદજ અફાળી રથને ખંભે, સહદેવને સમરતી તે અંબે;
નિશ્વાસ નાખતી વિલપતી બાળા, દુઃખા હરણીને અર્પતી માળા.

જયદ્રથ થોડે દૂર પહોંચ્યો એટલામાં પાંડવોને દ્રૌપદીના હરણની જાણ

થઈ તેથી તે તેની પાછળ પડ્યા ને તેને પકડી પાડી તેના સૈન્યનો નાશ કીધો, ને તેને બાંધી યુધિષ્ઠિર પાસે લાવ્યા. યુધિષ્ઠિરે તેને માત્ર શિખામણનાં વચનો કહી છોડી મૂકયો. આ વખતે પણ દ્રૌપદી પોતાના શીયળધર્મમાં ચૂકયાં નહોતાં, એટલુંજ નહિ પણ જયદ્રથને શિક્ષાનાં વચનોરૂપી બાણ માર્યાં હતાં.

પાંડવોના બાર વર્ષ પૂરાં થવા આવ્યાં હતાં. તેમને તેરમું વર્ષ ગુપ્ત રહેવાનું હતું તેથી તેઓ જુદા જુદા વેશ ધારણ કરી વિરાટ રાજાને ત્યાં નોકરીએ રહ્યા. અહિં દ્રૌપદી વિરાટ રાજાની રાણી સુધેક્ષણાના મહેલ તરફથી જતી હતી તે વખતે રાણીની દ્રષ્ટિ તેનાપર પડતાં તેને બોલાવી તે કોણ વગેરેની તેણે પૂછપરછ કીધી. દ્રૌપદી બોલી, હું પ્રથમ રૂકિમણીની દાસી હતી, પછી દ્રૌપદીની દાસી થઈ હતી. પણ જ્યારથી પાંડવો સાથે તે વનમાં ગઈ હતી ત્યારથી તે છુટી થઈ હતી, પણ કોઈને ત્યાં રહી નહોતી. રાણીએ કહ્યું તું મારા કરતાં વધારે સ્વરૂપવંતી છે એટલે રાજા તને દેખે તો મને બોલાવે જ નહિ, માટે મારે તો તને રાખવી નથી. પણ આ જવાબથી નિરાશ નહિ થતાં દ્રૌપદીએ આગ્રહ કીધો કે એ વાતની તમારે ચિંતા નહિ રાખવી પડે, કારણ કે મારા રક્ષણ માટે મારી પાછળ પાંચ ગંધર્વો ફરે છે તે જે કોઈ મને કુદ્રષ્ટિથી જોશે તેને તત્કાળ મારી નાખશે. હું ઘરનું બધું કામકાજ કરીશ, માત્ર કોઈના પગ નહિ ધોઉં; તેમજ કોઈનું એઠું પણ નહિ જમું. પછી દ્રૌપદી સૈરન્ધ્રી નામ ધારણ કરી રાણીની દાસી તરીકે ત્યાં રહી.

રાણી સુધેક્ષણાને સો ભાઈ હતા. તે કીચકને નામે ઓળખાતા હતા. તેમાં મોટો હતો તે સેનાપતિ હતો. તેમનું દરબારમાં ઘણું ચલણ હતું, તે એટલે સુધી કે રાજા પોતાના સાળાની વિરૂદ્ધ એકે પગલું ભરી શકતો નહિ. એક વખતે મોટો કીચક જે સેનાપતિ હતો તેણે દ્રૌપદીની લાજ લૂંટવાનો પ્રયત્ન કીધો, પણ સતીએ તેને ક્રોધથી તરછોડી કહાડયો. દ્રૌપદીએ ભીમને એકાંતમાં આ વાત જણાવી ને કહ્યું કે તમે એ કીચકને

મારી નહિ નાંખો તો મારે મારો પ્રાણત્યાગ કરવો પડશે. એ સાંભળી ભીમને ઘણો ગુસ્સો ચડ્યો. તેણે દ્રૌપદીને શાંત કરી કહ્યું કે કોઈની જાણમાં નહિ આવે એમ હું તેને કાલે મારી નાખીશ. તમને કોઈ પૂછે તો તમે એમજ કહેજો કે મારા ગંધર્વોએ તેને મારી નાંખ્યો હશે. બીજે દિવસે ભીમે કીચકને અંધારી જગ્યામાં પકડ્યો એટલે બે વચ્ચે થોડીવાર યુદ્ધ ચાલ્યું, પણ આખરે ભીમે તેને જોરથી પછાડી કણેક માફક ગુંદી નાખ્યો, તેથી તેના રામ રમી ગયા. આ પછી દ્રૌપદીને બોલાવી દીવો કરી કીચકની સ્થિતિ દેખાડી ને તેના માંસ હાડનો ઢગલો દેખાડ્યો. દ્રૌપદીએ વાત ફેલાવી કે મારા ગંધર્વે કીચકને માર્યો. કીચકના મરણથી ગામમાં હાહાકાર થઈ રહ્યો. બીજા કીચકોએ ક્રિયા કરવા તેને બાંધ્યો તે સાથે દ્રૌપદીને પણ બાંધી. કેમકે તે દાસીને લીધે તેનું મરણ નીપજ્યું હતું. ભીમ પાછળથી જુદો વેશ લઈ સ્મશાનમાં ગયો. તેણે મ્હોડાપર વાળ નાખ્યા હતા, તથા હાથમાં એક મોટું વૃક્ષ ઉપાડી લીધું હતું. આ જોઈ બધા કીચકોએ ભય પામી નાસવા માંડ્યું, પણ તેમને ભીમે પકડી મ્હોટે રસ્તે વિદાય કીધા. સહુનો ઘાણ વળી ગયા પછી દ્રૌપદીને છોડી, તેને ગામમાં જવા કહી પોતે પાછળથી જુદે રસ્તે ગયો. કીચકોના મરણથી સહુના મનમાં ચિંતા પેઠી કે આ દાસીના રહ્યાથી રાજ્યમાં ઉત્પાત થાય છે, તેથી તેને રજા આપવા પ્રધાને રાજાને સમજાવ્યો. રાજા ગંધર્વોની બીકથી બોલ્યો નહિ, પણ દાસીને જ્યાં જવું હોય ત્યાં સુખેથી જવાનું કહેવાને રાણીને કહ્યું. આ ઉપરથી રાણીએ દાસીને કહ્યું કે તમારા ગંધર્વોએ ઉત્પાત કીધો છે. તે વખતે રાજાને પણ મારી નાખે, માટે હવે તમારે જ્યાં જવું હોય ત્યાં સુખેથી જાઓ, તમે અહિં પોષાઓ એમ નથી. સૈરન્ધ્રી ઘણી દિલગીર થઈ, પણ તેણે વિનયથી વિનંતિ કીધી કે મને માત્ર તેર દિવસ રાખશો તો હું તમારો મોટો ઉપકાર માનીશ, ને પછી તમારા રાજ્યનું ભલું ઇચ્છી મારે રસ્તે પડીશ. આથી રાણીએ તેર દિવસમાં ખાટું મોળું નહિ થાય એમ વિચારી તેને તેટલા દિવસ રહેવા દેવા કબૂલ કીધું. એ તેર દિવસ પછી તેના વનવાસનાં તેર

વર્ષ પૂરાં થતાં હતાં તેથી જ તેણે તેર દિવસ રહેવા દેવાનો રાણીને આગ્રહ કીધો હતો.

વિરાટ રાજાના નગરમાં ગંધર્વોએ કીચકોને માર્યાની ખબર ઠેઠ હસ્તિનાપુરમાં ચાલતી ચાલતી ગઈ ને તેથી તેની કૌરવોને ખબર થઈ. એ ઉપરથી એ ગંધર્વો પાંડવો જ હશે એવું તેમણે અનુમાન બાંધ્યું. કારણ કે તેમના વિના એવું પરાક્રમ બીજો કોઈ કરી શકે નહિ. માટે વિરાટ રાજા ઉપર ચડાઈ લઈ જવાથી તેઓ ત્યાં હશે તો રાજાને તે સહાય કરશે એટલે છતા થવાથી ફરી બીજાં બાર વર્ષ તેમને વનવાસ ભોગવવો પડશે એવો કૌરવોએ વિચાર કીધો, ને તે વિચારથી તેઓ લશ્કર લઈ ચડી આવ્યા. ગંધર્વોએ ગુપ્ત રહી રાજાને સહાય કીધી ને કૌરવોને નસાડી મૂક્યા. એવી રીતે પાંડવો છતા થયા. ગંધર્વો તે પાંડવો, ને દાસી ને દ્રૌપદી એવું રાજાએ જાણ્યું ત્યારે તે ઘણોજ હર્ષ પામ્યો. તેમના છૂપા રહેવાના દિવસો પુરા થયા હતા એટલે કૌરવો નિરાશ થયા.

હવે પાંડવોના વનવાસનાં તેર વર્ષો પૂરાં થયાં હતાં એટલે તેમને પાછા વનવાસમાં મોકલવાનું રહ્યું નહોતું, તેથી પાંડવો દ્રૌપદી સહિત ઇંદ્રપ્રસ્થમાં ગયા. ત્યાં મહાભારત યુદ્ધ થયું ને તેમાં કૌરવો મરાયા. દ્રૌપદીના શાપ પ્રમાણે ભીમે દુ:શાસનના હાથ તોડી પાડીને તેની છાતી ચીરી તૃપ્તિ થતાં સુધી લોહી પીધું. દુર્યોધનના સાથળો ચીરી તેને તેણે મારી નાંખ્યો. દ્રૌપદીના પાંચ પુત્રોને અશ્વત્થામાએ મારી નાખ્યા તેથી તે ઘણાં દિલગીર થયાં, ને અશ્વત્થામાને શિક્ષા કરવા પાંડવોને વિનંતિ કીધી, તથા એનું મસ્તક ભીમ લાવી આપશે એવી આશા બતાવી. યુધિષ્ઠિરે અશ્વત્થામા દ્રોણગુરૂના પુત્ર થાય છે, એટલું જ નહિ પણ તે વળી બ્રાહ્મણ છે એટલે તેને કેવી રીતે શિક્ષા થઈ શકે એવી શંકા કરી, અને ભગવાન વિશ્વવ્યાપી તેને એનો યોગ્ય બદલો આપ્યા વિના નહિ રહે વગેરે ઘણું કહી સતીના મનનું સાંત્વન કીધું. આથી કરી અશ્વત્થામાને માથે મણી છે તે આણી આપવા દ્રૌપદીએ ઇચ્છા જણાવ્યાથી અર્જુને તે તેને આણી આપ્યો.

આ મહાભારતના યુદ્ધ પછી પાંડવો કેટલાંક વર્ષ રાજ્ય ભોગવી દ્રૌપદી સહિત હિમાચળે ગયા. ત્યાં પણ સતીએ સ્વામીની સેવા કરી તે એવી કે તે આખરે પરમપદને પામી. આ પ્રમાણે દ્રૌપદીએ સ્વામી સાથે સંકટ ભોગવ્યું હતું છતાં પોતાના શીયળમાં ચુકયાં નહોતાં, ને એક મને પાંચે પતિને ભજતાં રહ્યાં હતાં. તેથી તે દુનિયામાં પોતાનું નામ અમર રાખતાં ગયાં છે.

દ્રૌપદીને પણ દુઃખ પડવામાં કોઈ વાતની કસર રહી નહોતી. સીતાને જેમ વન વેઠવું પડયું હતું તેમ દ્રૌપદીને પણ વેઠવું પડયું છે. પણ એ બે વચ્ચે ફેર માત્ર એ છે કે દ્રૌપદીને પોતાના સ્વામીથી વિખૂટાં પડવાનો વખત આવ્યો નહોતો. સીતાએ મિથ્યા શોભા માટે લલચાઈને ભૂલ કીધી હતી, તેને પરપુરૂષના ઘરમાં દુઃખે પાપે દિવસ ગુજારવા પડ્યા હતા. દ્રૌપદી સંતોષી રહ્યાં હતાં. તેને દાસી થવું પડયું હતું, પણ કોઈ વાતે તેથી મનમાં ઓછું લાવ્યાં નહોતાં. યુદ્ધમાં પોતાના પ્રાણથી પણ અધિક પાંચ પુત્રોનું મરણ થયું પણ પોતાના સ્વામીને માથે દોષ દીધો નહોતો. આવી સતીઓને ધન્ય છે કે તેમણે આટલાં આટલાં કષ્ટો સહન કીધાં, પણ પોતાનો પતિવ્રત ધર્મ પાળવામાં ચૂક આવવા દીધી નહિ. આ જમાનામાં આવી સતીઓ ભાગ્યે જ મળી આવે છે. સ્ત્રીઓએ આવી ઉત્તમ સતીઓનું અનુકરણ કરતાં શીખવું જોઈએ. તેમના ઈતિહાસ વાંચવા તથા તેમની માફક પતિ તરફ પૂર્ણ ભક્તિ રાખી તેમની સેવા કરી તેમને પગલે ચાલવાનો નિશ્ચય કરવો જોઈએ, કે જેથી આ લોક ને પરલોકમાં સદા સુખી થવાય. પતિ જ પોતાનો દેવ છે, તેમની સેવા તથા ભક્તિ એજ દેવની સેવા તથા ભક્તિ છે. માટે આપણે પણ સતીઓના દાખલા લઈ તેમની રીતિ પ્રમાણે ચાલવાનો પ્રયત્ન કરવો એમાં આપણું શ્રેય છે. એ પ્રમાણે થવા પ્રભુ પ્રત્યે એજ પ્રાર્થના છે કે તે એવી સતીઓ આ દુનિયામાં સરજે. તથાસ્તુ.



# ચરિત્ર ૩ જું.

## તારામતી.



સતી તારામતી પણ પવિત્ર સતીઓમાં પંકાયલી એક સ્ત્રી હતી. તે સત્યવાદી હરિશ્ચંદ્ર રાજાની રાણી થતી હતી. એનો પતિપ્રત્યેનો અખંડ પ્રેમ કેટલાં કેટલાં કષ્ટો સહન કરવાં પડયાં છતાં તેવો ને તેવો જ રહ્યો હતો, તે આપણે જેમ આગળ વાંચીશું તેમ જાણીશું. એવી પવિત્ર પત્નીનું સુખ પ્રભુ જેને આપે છે તે પુરૂષ ઘણો જ ભાગ્યશાળી ગણાય. રાજા હરિશ્ચંદ્રપર સતી તારામતી[illegible] જેવા [illegible] હતા તેવાજ હરિશ્ચંદ્રનો પણ ખરા અંતઃકરણનો પ્રેમ તારામતી પર હતો. સુલક્ષણી સતીઓની એજ નિશાની છે કે પોતાના સ્વામી સાથે એકતા રાખી પોતાનું સર્વસ્વ તેને અર્પણ કરી દે છે. ને તેમ કરતાં પોતે કોઈ જાતના સંકટમાં આવી પડે છે તોપણ તેની તે દરકાર કરતી નથી. એવું જ સતી તારામતીને હતું. પોતાને કઇપણ ઇચ્છા થતી તો તે પોતાના પતિની આજ્ઞા સિવાય છુપી રીતે પૂરી કરતી નહિ. પોતાના પતિથી કંઈ કામ છાનું કરવું એ ઘણું જ ખોટું છે એમ તે સારી રીતે સમજતી હતી. તે જાણતી હતી કે પતિને માથે જે સુખ દુઃખ આવી પડે તે બધામાં ભાગીદાર થવું એ એક પવિત્ર પત્નીનો ધર્મ છે. એજ પતિ પોતાનો પરમપ્રિય મિત્ર છે, એજ પોતાનો આત્મા છે, અને એજ પોતાનો સંસારસાગરનો તારનારો તારો છે એમ તે માનતી હતી. ગૃહરૂપી રાજ્ય ચલાવવાનું પોતાને માથે આવ્યું ત્યારે તે પણ પોતે સારી રીતે ડહાપણથી ચલાવ્યું હતું. હતી તો રાજાની રાણી, છતાં તેને કામ કરવામાં લાજ નહોતી, પણ એથી ઉલટું તેમાં પોતાનું ગૌરવ માનતી હતી. ગમે તેવાં કામ હોય તોપણ તેના વિચાર તો પતિ તરફ જ રહેતા હતા. તારામતી એ એક રત્નની ખાણ હતી. તેમજ સ્વરૂપે પણ અતિ સુંદર

તેજવતી હતી. પોતે મહાન્ સત્યવ્રતવાન્ રાજાની રાણી હતી, ચાહે તે કરી શકે એ તો તેનામાં શક્તિ હતી છતાં તેને સાધારણ પંક્તિની સ્ત્રીઓની પેઠે વૈભવવિલાસ, મોજશોખ પ્રિય નહોતા. એવા અનેક સદ્ગુણોએ કરી તારામતી એક તેજસ્વી મૂર્તિ હતી. રાજા હરિશ્ચંદ્ર આવી પવિત્ર સાધ્વી સ્ત્રીને મેળવીને સ્વર્ગસુખની પ્રાપ્તિને પણ તુચ્છ ગણતો હતો. માત્ર તેના મળ્યાથી જ હરિશ્ચંદ્રને સુખ થયું હતું એવું કહેવું નથી. પણ આગળ ઉપર અતિ ભયંકર વિપત્તિ વખતે પણ તે અખુટ ખજાના રૂપ થઈ પડી હતી.

પતિપરાયણ તારામતી સુખમાં દિવસ નિર્ગમન કરતી હતી. દશીવીશી દેવને પણ હોય છે તો મનુષ્ય જાતને હોય તેમાં કાંઈ આશ્ચર્ય નથી. તે પ્રમાણે થયું ને તારામતીની સુખની વીશી પૂરી થઈ ને દુ:ખની બેસવાનો વારો આવ્યો. એક વખતે મહર્ષી વિશ્વામિત્રના સાથ રાજા હરિશ્ચંદ્ર સત્ય પાળવા બાબતની મહા પ્રતિજ્ઞાને લીધે સત્યપાસમાં બંધાઈ ગયા. પોતાનું રાજ્યપાટ સર્વસ્વ ઋષિને અર્પણ કરી આપવું પડ્યું.

રાજાએ ઘણી ખુશીની સાથે પોતાનું રાજ્ય વિશ્વામિત્રને આપી દઈ અંત:પુરમાં રાણી તારામતી જે પોતાના પ્રાણપતિની જ રાહ જોઈ બેઠી હતી તેની પાસે આવ્યો. રાજા જાણતો હતો કે રાણીને એ વાત કહેવાથી તેને જરા પણ દુ:ખ કે દિલગીરી થવાનાં નથી. પણ પોતાના સત્યવ્રતના નિયમે કરી પોતે જાતે ભિખારી થયો છે ને સાથે પોતાની પતિવ્રતા સ્ત્રીને પણ તેવી જ કીધી છે એ વિચારથી તેનું મુખ જરા વિચારવંત દેખાતું હતું. વિચારમાં ડૂબેલા રાજાનું મુખ જોઈ રાણી તારામતીએ પ્રેમપૂર્વક વિનંતિ કરી પૂછ્યું કે આપનું મુખારવિંદ આજે ઉદાસ કેમ લાગે છે? આપ કુશળ તો છો કેની? હરિશ્ચંદ્રે આથી જણાવ્યું કે મારે શરીરે તો સારૂં છે; માત્ર વિચાર એજ કરૂં છું કે આજે મારૂં રાજ્યપાટ વગેરે સર્વ સમૃદ્ધિ વિશ્વામિત્ર ઋષિને મેં દાનમાં આપ્યાં છે તે તને કહેવાના વિચારથી જ હું આવ્યો છું, પણ તે તને કહેતાં મારી જીભ ઉપડતી નહોતી, તેથી જ મ્હારૂં વિચારવંત હતું.

તારામતીને આ વાત સાંભળી કોઈ વાતે પણ પોતાના પતિ ઉપર તિરસ્કાર આવ્યો નહિ, તેમ તે જરાપણ ગભરાઈ નહિ. તેમ કોઈ કુલટાની માફક ક્રુર વચનો કહી પતિના દુઃખમાં વધારો પણ કીધો નહિ. પણ મધુર વચનો કહી તેને રાજી કરીને હિમ્મત આપીને જ્યાં તે જાય ત્યાં પોતે પણ જવા તૈયાર થઈ. રાજા પોતાના સુખ વૈભવનું સ્થાન છોડી ઘરમાંથી ચાલતા થયા તેની સાથે પોતાના પ્રિય પુત્ર રોહિતાશ્વને લઈ સતી તારા પણ તેજ ઘડીએ ઘર છોડી પતિ સંગે ચાલી, ને પતિવ્રતા સતીએ પોતાનો ધર્મ બજાવ્યો. તે હમેશાં વિચાર કર્યા કરતી હતી કે શું કીધાથી પોતાના સ્વામીને સુખ થાય ! આજે રાજવૈભવી રંભા, હજારો દાસદાસીની અધિકારીણી સુકોમલ સતી તારા પોતાના સ્વામીના દુઃખસિંધુમાં ઝંપલાવી સ્વામીની સાથે તરવા પડી.

સત્યવાદી હરિશ્ચંદ્ર પત્ની પુત્ર સહીત કેટલેક દિવસે કાશી ક્ષેત્રમાં આવી પહોંચ્યો. દાનપર દક્ષિણા આપવાનું તો હજી બાકી હતું. તેની મહિનાની મુદત પૂરી થવા આવી હતી, છતાં તે દક્ષિણાનું ધન આપવાને શક્તિવાન્ થયો નહોતો. વિશ્વામિત્ર મુદત વીત્યે તેની પાસે જઈ દક્ષિણા માગવા લાગ્યા. હરિશ્ચંદ્ર પાસે તેને આપવા જેવી એક પણ વસ્તુ નહોતી તેથી તેનું કરજ અદા કરવાને પોતે અગ્નિમાં બળવા તત્પર થયો. પણ તેથી પોતાનું દેવું વળી શકવાનું નથી એમ વિચારી તેણે બીજો જ રસ્તો યોજ્યો. કોઈને ત્યાં જાત વેચી એ દેવું વાળવું એવો તેણે મન સાથે નિશ્ચય કીધો. સતી તારામતીએ તેને ચિંતામાં પડેલો જોઈ કવિ પ્રેમાનંદના શબ્દમાં ગદગદ કંઠે કહ્યું કે,

અહો રાજરાજેશ્વર મહારાજ, પરિ ચિંતા કરો તમે આજ;
ગમે તેમ કરી પાળો વ્રત, પ્રભુ સત્યવ્રત માનો મહત.
સ્મશાનભૂમિ તજવા યોગ્ય જેવી, માનો વ્રતભંગ આ દેહડી તેવી;
અહો પુરૂષ શાર્દૂલ સ્વામિન, સત્ય તજવાથી નથી અન્ય હીન.
સર્વ શાસ્ત્ર કેહ મોટું સત્ય, તે પાળો ગરવી કરી ગત્ય;

મિથ્યા બાપી કરે ભલે હોમ, કાન્તિમાન હોય જેવો સોમ;
વેદ વેદાંગાદિક મુખ પાઠ, હારે જેનાથી વસ્તુ આઠ.
હોય દાનેશ્વરી બલિ જેવો, પુણ્યવંત જોઈ પ્રલ્હાદ કેહવો;
પણ તે સર્વે મિથ્યા મારા નાથ, જો સત્ય નવ પાળે સાક્ષાત.
અહો રાજન ઉપાય છે એક, સત્ય રાખણહારો વિવેક;
જુઓ પ્રભુ સંતતિ થઇ મુને, હવે આગલ્યું વેણુ રોધે હુંને.

આ પ્રમાણે તેણે તેને ધીરજ આપીને તેની સાથે બોધ આપ્યો કે હે સ્વામીનાથ! આવું અણઘટતું કામ કરવું એ આપના જેવા સત્યવાદીને છાજતું નથી. એથી આપ ઋણમુક્ત થવાના નથી, ને વળી આપઘાતના દોષથી ઈશ્વરના બંધનમાં આવશો, ને તેથી આપને બે વાતે દુઃખ થશે. મનુષ્યે પોતાનું વચન પાળવું તેના જેવું બીજું એક પણ ધર્મકાર્ય નથી. જે મનુષ્યનું એક પણ વચન મિથ્યા થાય છે તેનું બધું ધર્મ તથા કર્મ નિષ્ફળ થાય છે, માટે આવી વખતે જરા હિમ્મત રાખી એવો રસ્તો લેવો કે પુન્ય કરતાં પાપ નડે નહિ. વગેરે અનેક નીતિ, ધૈર્ય અને ડહાપણની વાતથી તેના મનને શાંત કરીને પોતે રૂદન કરવા લાગી. સ્વામીના સત્‌કર્મનો નાશ નજદિક આવેલો જોઈ મનમાં તે પોતાને ધિક્કારવા લાગી, અને કહેવા લાગી કે સ્ત્રીઓ પોતાના સ્વામીના સુખથી સુખી રહેવા તત્પર થાય છે, પણ શું આ દુઃખથી હું મારા સ્વામીને મુક્ત નહિ કરી શકું? ને તેના દુઃખમાં ભાગ લેવાનો મારો ધર્મ છે તે હું નહિ બજાવી શકું?

આવા વિચારમાં તે ગરકાવ હતી, ને પોતે રાજા હરિશ્ચંદ્રને 'જુઓ પ્રભુ સંતતિ થઇ મુને, હવે આગલ્યું વેણુ રોધે હુંને' કહી સૂચના કીધી હતી તે મુજબ તે વખતે એક બ્રાહ્મણ તે રસ્તેથી જતો હતો તેને ત્યાં પોતે વેચાવા તૈયાર થઈ. સતી તારાએ પોતાનો ખરો ધર્મ સાચવ્યો. ધન્ય છે એને કે સ્ત્રીઓ સ્વામીના સુખમાં તો ભાગ લે જ. પણ સતી તારાએ તો પોતાના સ્વામીના અનહદ દુઃખમાં ખરે વખતે ભાગ લઈ સ્વામીને ઋણમાંથી છોડવવાનો રસ્તો કીધો. હરિશ્ચંદ્રને બીજો રસ્તો નહિ જડવાથી

તે તેના વિચારને મળતો થયો, ને સ્ત્રીને વેચી. સ્ત્રીની સાથે પુત્ર પણ ગયો. હવે પોતે ત્યાંના એક ચાંડાળને ત્યાં વેચાયો, ને બંનેનું જે ધન આવ્યું તે વિશ્વામિત્રને દક્ષિણામાં આપી પોતાનું વચન પાળી ઋણમુક્ત થયો.

તારામતી પરાધીન થઈ બ્રાહ્મણને ત્યાં જતી વખતે છેલ્લી છેલ્લી પોતાના સ્વામીનાથની મુખાકૃતિ જોઈ અશ્રુ ભરી આંખે નમન કરી કહેવા લાગી કે હે વિશ્વંભર, હે દીનાનાથ, મેં જો મારા ખરા અંતઃકરણથી સ્વામીસેવા કીધી હોય, દાન, પુન્ય, ધર્મ કર્મ કંઈ મનવડે કીધાં હોય તો આ મારા સત્યવત સ્વામીનો મેળાપ જેમ બને તેમ જલદી મને કરાવજો. આજે તો હું જાઉં છું.

રાજા હરિશ્ચંદ્ર આ સાંભળીને તથા સદ્ગુણી સ્ત્રી દુઃખનો ભોગ થઈ છોડીને જાય છે તેથી વિલાપ કરવા લાગ્યો, ને આકાશ તરફ નજર કરી બોલ્યો કે હે પ્રભુ મેં જો મારૂં સત્યવ્રત કોઈ દિવસ ભંગ કીધું ન હોય તો મારી પ્રિયા મને પાછી મેળવી આપજે. તે વિપ્રની સામું જોઈ કહેવા લાગ્યો કે રાજપાટ, સમૃદ્ધિ, સુખ છોડતાં મને જે કષ્ટ થયું નથી તે આ મારી સ્ત્રી તથા પુત્રના વિયોગથી થાય છે. પણ તે બ્રાહ્મણને એ વાત સાંભળવાની કંઈ જરૂર નહોતી, તેથી તે રાણીને તથા પુત્રને લઈ ચાલતો થયો.

રાજા હરિશ્ચંદ્ર ચાંડાળને ત્યાં રહ્યો. એના સ્વામી ચાંડાળ તરફથી સ્મશાનમાં આવતાં શબ ઉપરનું કપડું તથા કર લેવાનું મુખ્ય કામ તેને સોંપવામાં આવ્યું હતું. આ પ્રમાણે કામ કરતાં કેટલોક કાળ વીતી ગયો, પણ તેમાં રાજા રાણીને કોઈ વખતે પણ મેળાપ થવા વારો આવ્યો નહિ. રાજા રાણી બન્ને પોત પોતાના ધણીનું કામ કર્યાં કરતાં હતાં. આટલા દિવસ જે તારા પતિને માટે જ પોતાનું જીવન ધારણ કરતી હતી, જે પતિની જ છાયામાં જીવન ગાળતી હતી, જે પતિની સેવામાં રહેવાથી તેજોમય મૂર્તિ હતી, જે પતિનું ધ્યાન ધરનારી હતી ને તેને સુખે સુખી એવું માનનારી હતી તે જ તારા આજે કેટલાક વખતથી પોતાના સ્વામીના મુખનું દર્શન

પણ દુર્લભ થવાથી કેવી થઈ હશે એ તો જે ખરા પ્રેમથી વર્તનારી સ્ત્રી હોય તેજ જાણે. તારા સ્વામીના વિયોગદુઃખથી એવી થઈ ગઈ હતી કે તેને કોઈ ઓળખી શકે નહિ. આમ એકલી તારા જ એવી સ્થિતિએ પહોંચી હતી એવું નહોતું. હરિશ્ચંદ્રનું પણ એવુંજ થયું હતું. તે પણ તેવીજ દુઃખી હાલતમાં આવવાથી બદલાઈ ગયો હતો. પ્રેમી જોડું પરસ્પર કદાપિ મળે તોપણ એક બીજાને ઓળખી શકે નહિ એવી દશાએ તે આવી ગયું હતું. વાંચનારી બહેનો એક વાર આ પતિપ્રાણા સતીની દુઃખી હાલત જુઓ. તેણે પોતાનો આત્મા પતિભક્તિમાં કેવો અર્પણ કીધો હતો, કેવો ધર્મ બજાવ્યો હતો, ને કેવા અનુરાગમાં તે રહી હતી ? હે તારા ધન્ય છે તમને. તમારા જેવી ધર્મજ્ઞ તથા પતિભક્તિમાં લીન થયેલી સ્ત્રી થવી દુર્લભ છે. તારા, તમને ઉપમા પણ કોની આપી શકીએ ? તમે તમારી પોતાની જ ઉપમાને યોગ્ય છો.

પત્ની તથા પુત્રના વિયોગથી રાજા હરિશ્ચંદ્ર શોકાતુર રહેતો હતો, અને પોતાના ભવિષ્યને ધિક્કારતો હતો. પોતાના પ્રાણથી પણ અધિક પતિવૃતા સતીને વારંવાર તે યાદ કરતો હતો. આવા સંકટના વખતમાં તે પત્નીએ કેટલુંક દુઃખ સહન કીધું ને પોતાના પતિને કરજમાંથી મુક્ત કીધો હતો તે હરિશ્ચંદ્ર સારી રીતે સમજતો હતો, ને તેથી તે પોતાને ભાગ્યશાળી માનતો હતો. પોતાને માથે આવી પડેલી આપત્તિની વખતે પણ પોતાની પવિત્ર પતિભક્તિવાળી ભાર્યાને સંભાર્યાથી તેને ઘણો સંતોષ વળતો હતો.

પતિવીરહિણી સતી તારામતી બ્રાહ્મણને ઘેર રહી નોકરનું કામ કરતી હતી. બધી જાતનું દુઃખ મનમાંજ રાખી પ્રાણાધિક પુત્ર રોહિતાશ્વનું મુખ જોઈને કષ્ટ વખતે પણ ધૈર્ય ધારણ કરી દિવસ ગાળતી હતી. પણ પતિવિયોગથી તેનું અંતર રાત દિવસ ગુંગળાઈ છાણાની માફક ધુંધવાયાં કરતું હતું. તેણે પતિના વિરહના દુઃખથી પોતાના જીવનની આશા છોડી. તેને આખું જગત્ સ્મશાનવત્ લાગ્યું. તારાએ કોઈ વખતે પણ પતિના વિયોગનું

દુઃખ ભોગવ્યું નહોતું. હવણા તે ભયાનક દુઃખથી પોતાનો પ્રાણ તરફડતો અનુભવતી હતી, તથા વિપત્તિ જોઈ ભયથી વ્યાકુળ થઈ વિચાર કરતી હતી. તારાના જેવી અભાગિયણ સ્ત્રી બીજી કોઈ નહિ હોય. પોતાના સુખના દિવસમાં જેનું જીવનધન સ્વામીસહવાસજ હતો તેને દુઃખની વેળાએ સ્વામીસેવા નહિ તે દુઃખે કરી તેનું અંતઃકરણ શોકસાગરમાં ઝોલાં ખાતું હતું. તારા જેવી પતિવ્રતાને એના કરતાં બીજાું વધારે કષ્ટ શું હોઈ શકે? તે વિચાર કરતી હતી કે હું કેવી દુર્ભાગી ને કેવી પાપી છું ! મારૂં જીવતર વૃથા છે. મારે માટે તો મૃત્યુ જ યોગ્ય છે. જે કાળે સ્વામીના મનનું શાંત્વન કરવું જોઈએ તે કાળે તો હું તેના મુખનું દર્શન પણ કરી શકતી નથી ! અરે દૈવ ! આવા વખતમાંજ તેં મને પતિથી વિખુટી પાડી ! આવી રીતે અનેક તર્કવિતર્ક કરતાં રાત્રિ દિવસ તે નિર્ગમન કરતી હતી. પોતાની અંતરાત્માની સગડીમાં બળતા અગ્નિને પોતે જ છાંટી દુઃખે પાપે આયુષ્ય પુરૂં કરતી હતી.

તારામતીને આટલું દુઃખ બસ નહોતું, તેને તેટલા દુઃખથીજ પુરૂં થયું નહિ. જેને જોઇને દુઃખ પણ વિસારે મૂકવાનું હતું, તથા છાતીથી ચાંપી પોતાની બળતી હૃદયવેદના શાંત કરવાનું હતું તે સ્નેહના ધન રોહિતાશ્વે તારાને વધારે દુઃખમાં નાખી. એક વખતે રોહીતાશ્વ ફરતાં ફરતાં વાડીમાં ઝાડની ઘટામાં ગયો. ત્યાં ફુલ વીણતાં તેને સર્પ ડંખ્યો એટલે તેજ ઘડીએ તેનો પ્રાણ ખોળીઆમાંથી નીકળી ગયો. દુઃખી તારાની તીજોરી લુટાઈ ગઈ. દુઃખથી તપેલી તારાને શીતળ છાયા રૂપી વૃક્ષનો છાંયડો હતો તે વૃક્ષને વિધિએ જડમૂળમાંથી છેદી નાખ્યું. રોહિતાશ્વને બગીચામાં ફુલ વીણવા ગયે ઘણો વખત થયો. તે હજી કેમ પાછો નહિ ફર્યો તેની તારાના મનમાં ચટપટી થઈ. આગલી રાત્રીએ તારાએ સ્વપ્નમાં રોહિતાશ્વને સર્પ કરડવાથી મૃત્યુ પામેલો જોયો હતો તેથી તેને એકદમ થયું કે રખેને તેજ પ્રમાણે થયું તો નહિ હોય? આ વિચારથી તે એકે શ્વાસે તપોવન તરફ દોડી ગઈ. તેણે ત્યાં આવી જોયું તો પોતાને ધાસ્તી હતી તેજ મુજબ થયેલું જોયું ને તેથી તેને

ચક્કર આવવા લાગ્યાં, તેનાં ગાત્રો શિથિલ થઈ ગયાં ને તે સ્તબ્ધ થઈ. તેણે જોયું કે અભાગણીનું કર્મ એકી વારે ફૂટી ગયું છે. વિલાપ કરતી, હાહાકાર કરતી તારા એકદમ ધરણી ઉપર ઢળી પડી. એક ઘા વાગતામાં જેમ કદળી ઉભી રહી શકતી નથી તેમ તારામતિને થયું. તે બેશુદ્ધ થઈને આ સ્થિતિમાં કેટલીક વાર પડી રહી. ઘણીવારે શુદ્ધિમાં આવતાં છાતીફાટ વિલાપ કરવા લાગી. એથી આખું તપોવન ગાજી ઉઠ્યું. પક્ષીઓ શોકની ચીચીઆરી પાડવા લાગ્યાં. આજે દુઃખી તારાનું ખોળાનું રત્ન વેરાયું. જીવનધન પુત્રને જોઈ દુઃખ વિસારનારી તારાનું આજે સર્વસ્વ ગયું.

તારામતિ પુત્રઘાતના શોકથી છાતીફાટ રૂદન કરવા લાગી. હાય ! પ્રાણેશ હરિશ્ચંદ્ર ! આ વખતે મારૂં આશ્વાસન કોણ કરે ? હાય ! મારા પ્યારા પુત્ર રોહિતાશ્વ! દુઃખીઆરીને વધારે દુઃખી કરી તું કયાં ગયો ? અરે વિધાતા આટલું સુખ તારાથી ન ખમી શકાયું ? મેં પૂર્વે એવાં શાં પાપ કીધાં હશે કે તે આજે આવી નડે છે? શું મેં ધાવતાં વચ્છ વછોડયાં હશે કે મારા ખોળામાંથી રમતો પુત્ર તેં ખેંચી લીધો ? વળી ભાન આવતાં તારા પોતાને જ ધિક્કારવા લાગી. તું પતિ અને પુત્ર બેની વિરહિણી થઈ છતાં કેમ જીવે છે ? શું તારૂં અંતઃકરણ પુત્રના દુઃખથી કે સ્વામીના અસહ્ય વિયોગથી પણ ચીરાતું નથી ? તારૂં અંતર વજ્રનું છે કે શેનું છે ? વળી તે સર્પને કહેતી હોય તેમ બોલી, હે સર્પરાજ ! કૃપા કરી મને પણ આપ દંશી જાઓ કે હું પણ મારા પ્રાણથી અધિક પુત્રને જઈ મળું. ઓ પ્યારા પુત્ર ! તું એક વાર બોલ. મને નિરાધાર મૂકી કયાં જાય છે ? તારા ગયા પછી હું કોનું હસતું મુખ જોઈશ ? કોની કાલી કાલી બોલી સાંભળી તારા પિતાના વિયોગદુઃખને વિસારીશ ? તું એક વાર ઊઠ. તારા પિતા દૈવની દયાથી મળશે, ને તું નથી એમ જાણશે તો કેટલું દુઃખ પામશે ?

આવી રીતે વિલાપ કરી આખર અગ્નિદાહ માટે તેને સ્મશાનમાં લઈ ગઈ. પણ અહિં નવુંજ કૌતક થયું. વાંચનાર જાણે છે કે હરિશ્ચંદ્રને સ્મશાનમાં શબ લાવનાર પાસે કર ઉઘરાવવા તેના ભંગી શેઠે રાખ્યો હતો. તે

ત્યાં આવી ચઢયો, ને એક બાઈને પોતાના પુત્ર માટે ચિતા ખડકતાં જોઈ. આથી હરિશ્ચંદ્રે ગુસ્સામાં કહ્યું કે તું કોણ છે? આટલી રાત્રિએ ક્યાંથી આવી છે! શું મારા ધણીનો કર આપ્યા સિવાય તારા પુત્રને બાળવાની તારી ઇચ્છા છે? મારા ધણીનો કર ઉઘરાવવાને હું રાત દિવસ સ્મશાનની ચોકી તલવાર લઈને કરૂં છું, માટે પ્રથમ મારો કર આપ, ને પછી તારા પુત્રને બાળવો હોય તો સુખે બાળજે. આ વચન સાંભળી તારામતી ઊંડા નિશ્વાસ મૂકી બોલી હું દરિદ્રિ છું; મારી પાસે કર આપવા માટે કાંઈ છે નહિ, માટે કૃપા કરી મારા પુત્રને અગ્નિસંસ્કારની રજા આપો. પણ હરિશ્ચંદ્ર એક વચની હતો, ને સત્યવાદી હતો એટલે તે એકનો બે થયો નહિ. તેને દયા બિલકુલ આવી નહિ. તેમ તેણે પોતાની પત્ની કે પુત્રને ઓળખ્યાં પણ નહિ. તે તો મારો કર આપ એજ વાત લઈને બેઠો. તારામતીને આ પ્રમાણે દુઃખ ઉપર દુઃખ આવ્યું હતું તેમાં કરને માટે તગાદો થતો હતો તેથી તે કંટાળીને કહેવા લાગી કે સત્યવાદી રાજ્યમણિ રાજા હરિશ્ચંદ્રની સ્ત્રી ક્યાં? તેની આવી માઠી દશા ક્યાં? કર્મ કેવું કઠિન છે! આટલો સ્મશાનનો કર આપવાની પણ શક્તિ નહિ? અહો દૈવ, હવે હું શું કરૂં? ક્યાં જાઉં? તારૂં ધાર્યું થયું છે, ને હજી તું જે કરશે તે થશે. તારી ગતિજ ન્યારી છે.

આવી રીતે સ્ત્રીના મુખમાંથી પોતાનું નામ સાંભળી હરિશ્ચંદ્ર મૂર્છા ખાઈ જમીનપર પડયો. તેને થયું કે એ સ્ત્રી બીજી કોઈ નહિ પણ પોતાની પ્રાણવલ્લભા તારા જ છે. તેથી તે પણ મૂર્છા ખાઈ નીચે પડયો. ઘણીવારે શુદ્ધિ આવતાં તેણે સ્ત્રી સામું જોયું ને ફરી પાછો બેશુદ્ધ થયો. કેટલીક વારે તે શુદ્ધિમાં આવ્યો ને વિલાપ કરવા લાગ્યો કે અરે પુત્ર! તેં તારી દુઃખમાં ડુબેલી માતાને હજી ઓછું દુઃખ હોય તેથી દુઃખમાં વધારો કરી આ રસ્તો લીધો? તારી માતાને તો મારા કરતાં એટલું ઠીક હતું કે આજ લગી તારૂં મુખ જોઈ તથા તારી મધુરી વાણી સાંભળી દુઃખ વિસારે પાડવાનું હતું; મને તો એટલોએ લાભ મળ્યો નથી. આજે તું મને ફરી મળ્યો ખરો,

પણ કેવી સ્થિતિમાં? એક પણ શબ્દ બોલી નહિ શકે એવી દશામાં મને મળ્યો? મારા જીવનપ્રાણ તારા પિતા સામે એક વાર દૃષ્ટિ કર, ને એક વાર મધુર વચને પિતાજી કહી બોલાવ? નહિ તો હું થોડા વખતમાં તારી જ દશાએ પહોંચીશ, ને તને સ્વર્ગમાં આવી મળીશ.

ઉપર પ્રમાણે ઘણોજ વિલાપ કરી નિશ્વાસ મૂકી પોતાની સ્ત્રીને હરિશ્ચંદ્ર કહેવા લાગ્યો કે હે પ્રિયા! તું જે તારા પ્રાણનાથને સ્મરે છે તેજ હતભાગી પાષાણ હૃદયનો હું હરિશ્ચંદ્ર છું. પ્રિયા, તું તેમજ આ પુત્ર મને પ્રાણથી પણ અધિક છો પણ હું સ્વતંત્ર નથી. મારા ધણીનો હું નોકર છું, મારે મારી ફરજ અદા કરવી જોઈએ. માટે એ કર લીધા વિના છુટકો નથી. સ્ત્રી, પુત્ર, પોતાનું શરીર, સગું કે ગમે તેને માટે કોઈપણ માણસ પોતાના ધણીનું લુણહરામ કરે તેના જેવું પાપકર્મ બીજું કાંઈ નથી, માટે તું અહીંથી જા. તારા બ્રાહ્મણને વિનયપૂર્વક આ હકીકતથી વાકેફ કર અથવા બીજા કોઈ પાસેથી માગી લાવી મારા પોષણકર્તા ચાંડાળનો કર આપી મારો ધર્મ સચવાય તેમ કર. તેં મારે માટે ઘણું કષ્ટ સહન કીધું છે. જે કાળે મારૂં ઋણ અદા કરવા કરતાં આત્મભોગ કરવા હું તત્પર થયો હતો તે કાળે તેં મને યોગ્ય રસ્તો સુઝાડી ઉત્તમ સલાહ આપી હતી; એટલું જ નહિ પણ તેમાંથી મુક્ત કરવા તેં તારી જાત વેચવા મને કહ્યું ને પોતાના સ્વામીનો ભાર હલકો કરવા વેચાઈ. એટલું એટલું દુઃખ તેં મારે માટે સહન કીધું છે તો આ વખતે પણ મારો ભાર રાખવા એટલું વધારે દુઃખ વેઠ. તને એ વધારે કઠિન નહિ લાગે એ મારી ખાતરી છે. પત્નીનું કામ પતિના સુખ દુઃખમાં ભાગ લેવાનું છે તે તેં પ્રત્યક્ષ કરી બતાવ્યું છે એટલે આ પીડામાંથી મને કલંક ન આવે એવું કરવા ફરી તું કોઈ પાસેથી મારા શેઠના કર જેટલા પૈસા માગી લાવ.

પતિનાં વાક્યો સાંભળતાં તારામતી ધીરજ નહિ છોડતાં કાશી તરફ બ્રાહ્મણને ત્યાં જતી હતી, પણ તેના ભાગ્યમાં એટલી જ પીડા નહોતી. હજી તેને પીડા ભોગવવાની બાકી હતી તે તે જાણતી નહોતી. વિશ્વામિત્ર ઋ-

મિત્રે તેનું સતીત્વ તથા હરિશ્ચંદ્રનું સત્ય જોવા માટે જ એક બાજી રચી હતી. નળની પીઠ કળીએ લીધી હતી તેવી રાજા હરિશ્ચંદ્રની પીઠ વિશ્વામિત્રે લીધી હતી. તારા રસ્તે ચાલી જતી હતી ત્યાં રસ્તામાં એક મૂએલું બાળક પડેલું હતું તે જોવાને તે ત્યાં ઊભી રહી, ને તે નીચી વળી જેવી તેને જોવા જાય છે એટલે પાછળથી કેટલાક સીપાઈઓએ આવી તેને પકડી લીધી ને બોલ્યા, રાજાના બાળકને મારનારી આજ સ્ત્રી છે. ચાલો, તેને રાજા પાસે લઈ જઈએ. એમ કહી તેને રાજા પાસે લાવી ઊભી રાખી. રાજાએ પણ એવું અનુમાન બાંધ્યું કે એણેજ એના બાળકને માર્યો છે માટે એને ફાંસીએ ચડાવો, એવો હુકમ કીધો. આ પ્રમાણે રાજાનું ફરમાન ચાંડાળને જણાવતાં તેણે તેના નોકર હરિશ્ચંદ્રને એ બાઈને ફાંસી દેવા હુકમ કીધો. હરિશ્ચંદ્રે વિચાર્યું કે સ્ત્રી નિરપરાધી છે, છતાં તેને પોતાને જ હાથે હણુંવાનો વખત આવ્યો છે! પણ પોતાના ધણીની આજ્ઞાનું ઉલંઘન કેમ થઈ શકે? ન જ થાય. માટે તેજ ઘડીએ જરા પણ આચકો ખાધા વિના અથવા મનમાં દયા આણ્યા સિવાય પોતાની તલવાર તેને મારવા ખુલ્લી કરી. ધન્ય છે હરિશ્ચંદ્ર તારા ટેકને, અને ધન્ય છે તારામતી તારી સ્વામીભક્તિને કે મરવાની અણી વખતે પણ તેં નહિ ડરતાં પોતાનું ગળું સત્વર છેદવા સ્વામીને શૂર ચઢાવ્યું. તે બોલી, હે પ્રાણનાથ! આપના હાથની તલવારનો ઘા મારા કંઠમાં પડતાં તે રત્નજડિત હાર જેવો પ્રિય લાગશે. આપને હાથે મારૂં મૃત્યુ થશે તે સમાન બીજું સુખ કયું છે? આટલી વિપત્તિ ભોગવ્યા છતાં મરણ વખતે આપનું દર્શન કરતી જઈશ એ સુખ મને ક્યાં હતું, ને તેમાં વળી આપને હાથે જ? એથી હું ઘણીજ ખુશી થઈશ. મારી પ્રભુ પ્રત્યે છેલ્લી એજ વિનંતિ છે કે જન્મોજન્મ આપની સાથે મારો સંબંધ જોડે, ને આ જન્મમાં મારાથી નહિ બની શકેલી સેવા બજાવવા હું આપની સ્ત્રી થાઉં. સ્વામીનાથ, હવે શોક કરશો ના ને એકદમ ઘા કરો. હરિશ્ચંદ્રે ઉત્તર આપ્યો, તને મારવામાં હું માત્ર મારા ધણીની આજ્ઞા પાળું છું. ઈશ્વર આપણું સારૂં જ કરશે. હવણાં આપણે ત્રણે સ્વર્ગમાં ભેળાં

થઈશું. એવું બોલી જેવો ખડ્ગનો ઘા કરવા જાય છે તેવોજ અંતરીક્ષથી દેવતાએ આવી હરિશ્ચંદ્રનો હાથ પકડયો, ને કહ્યું તેં પ્રાણ જતાં સુધી પણ તારૂં સત્ય મૂકયું નથી, તેથી તને ધન્ય છે. દેવોએ એટલું કહી તેને કેટલાંએક વરદાન આપ્યાં. રોહિતાશ્વને સર્પના વિષથી મુક્ત કીધો, એટલે તે પણ સજીવન થયો. તે વખતે અંતરીક્ષથી પુષ્પની વૃષ્ટિ થઈ. વિશ્વામિત્રે પણ પોતાની ખાતરી કરી લીધી કે રાજા હરિશ્ચંદ્ર ખરો સત્યવાદી જ હતો. પછી તેની સ્તુતિ કરી તે પોતાને આશ્રમે ગયા, ને હરિશ્ચંદ્ર, તારામતી તથા પુત્ર રોહિતાશ્વ સાથે પોતાની રાજ્યધાનીમાં ગયો, ને ત્યાં સુખે રાજ્ય કરી સુખમાં દિવસ ગાળવા લાગ્યો.

અહો ! આ જોડું કેવું સુખી ! તેની કેવી સત્ય ઉપર આસ્થા ! તેનો કેવો ટેક ! ધન્ય છે તારામતી તને ! તારા પતિપ્રેમ આગળ બીજી કોઈ સ્ત્રીનો દાખલો આપવો એ પણ ખોટું છે. તેં પતિપ્રેમમાં કેવું કેવું કષ્ટ વેઠયું ? ખાવાનું, પીવાનું, પહેરવાનું, હોડવાનું, તાપ તડકાનું, પુત્રવિયોગનું ને વળી અધૂરૂં હતું તે સ્વામીના હાથથી મરવા વખત આવ્યાનું છતાં તારી દૃઢતા તેની તેજ રહી. પતિ પર રોષ લાવી નહિ ને કાચા સૂત્રની બાંધેલી રહી. આ તારા ગુણો તો સીતા તથા દ્રૌપદીને પણ એક કોરે મૂકે એવા છે. પારકે ઘેર વેચાઈ, દાસીપણું ભોગવ્યું, પણ તેં તારૂં શીયળવ્રત ભંગ થવા દીધું નહિ. તારે માથે અનેક વિપત્તિઓ આવ્યા છતાં સ્વામી ઉપરની પ્રીતિ અચળ ને અમર જ રાખી હતી. સ્વામીના સત્ય વચનને પળાવવા ખાતર તેં પોતે જાત વેચાવી ને સહાયતા આપી પોતાનું તન, મન, ધન સર્વસ્વ સ્વામીપર ઓવારી નાખ્યું. તારા ! ધન્ય છે તારા જન્મને ને તારી જનેતાને કે આ જગતમાં તારા જેવી પતિપ્રાણા સતીને તેણે જન્મ આપ્યો હતો. આ જગતમાં એવી સતીઓ થાઓ એજ માગણી ઈશ્વર પાસે નિરંતર કરીએ છીએ. સીતાજીએ પતિવ્રત પાળ્યું છે, તેણે દુઃખ વેઠયું છે, પણ તે તારા જેવું નહિ. તેને તો ઈશ્વરી દંડ હતો. તે ગમે તેવી પતિપ્રેમવાળી હતી, પર પુરૂષને ત્યાં રહી હતી છતાં તેનું પણ શીયળ ભંગ થયું નહોતું. પણ તેણે તારી

માફક સ્વામીપર આવેલો ભાર મુક્ત કરવા જાત વેચીને કષ્ટ સહ્યું નહોતું. તેણે પોતાના અસંતોષી સ્વભાવને લીધે બધું કષ્ટ માથે વહોરી લીધું હતું; તેને આખરે સ્વામીસુખ લેવાનો વારો આવ્યો નહોતો. દ્રૌપદી પણ સ્વામીભક્તિમાં પુરી હતી. તે પણ તારા જેવીજ પવિત્ર હતી. તેણે પોતાના પાંચે પતિઓની આજ્ઞાનું ઉલંઘન કોઈ દિવસ કીધું નથી, તેમ સુભદ્રા શોક્યની સાથે પણ તે ઘણી સારી રીતે રહી હતી. તારામાં વિશેષતા એ જ છે કે તેં જે કષ્ટ વેઠયાં છે તે માત્ર તારા પોતાના પ્રાણપતિને દુઃખમુક્ત કરવા માટે જ વેઠયાં છે, ને તેનો બદલો તને એ મળ્યો કે સ્વામીને હાથે મરવા વખત આવેલો છતાં ઈશ્વરે મહેર કરી તેમાંથી તને ઉગારી. એટલું જ નહિ પણ શુદ્ધ સ્વામીભક્તિથી રાજી થઈ તને તારો મુએલો પુત્ર સજીવન કરી પાછો આપ્યો, ને આખરે સ્વામીનું રાજ્યપાટ પાછું મળ્યું. આ બધો પ્રતાપ તારામતી તારી સ્વામીભક્તિનો જ હતો એમ કહીએ તો ખોટું નથી.



# ચરિત્ર ૪ થું.

## દમયંતી.



દમયંતી વિદર્ભ દેશના રાજા ભિમકની પુત્રી થાય. એ રાજા ઘણો નીતિવાન હતો, તેમજ ધર્મપર સારી આસ્થાવાળો હતો. તે પ્રજાને પુત્ર પેઠે રાખતો હતો તેથી પ્રજાપ્રિય હતો. પોતાને સંતાન કંઈ નહિ હોવાથી તે ચિંતાતુર રહેતો હતો. એક સમયે દૈવયોગે દમન નામના ઋષિ આવી ચડ્યા. રાજાએ તેમની આદર પૂર્વક સેવાચાકરી કરી. રાણી વૃજાવતીએ રસમય સ્વાદિષ્ટ રસોઈ તૈયાર કરી ઋષિને ભોજન કરાવ્યું. ઘણા દિવસની ક્ષુધા સમ્યાથી ઋષિને ઘણી તૃપ્તિ થતાં આશીર્વાદ આપવાનો વિચાર થયો. જ્ઞાનદ્રષ્ટિથી જોતાં તેને જણાયું કે રાજાને કાંઈ સંતાન નથી. રાજાને સંતાન નહિ હોવાથી રાજારાણી બન્નેને ત્રણ પુત્ર અને એક પુત્રી થાઓ એવું વરદાન આપ્યું. એની નિશાની માટે પુત્રનું નામ ઋષિને નામે રાખવા કહ્યું. આ પછી ઋષિ અંતર્ધ્યાન થયા. પછી કેટલેક દિવસે રાણી ગર્ભવતી થઈ, અને પુરે માસે તેને પુત્ર જન્મ્યો. તેનું નામ તેમણે દમન પાડ્યું. પછી એક પુત્રી થઈ તેનું નામ દમયંતી પાડ્યું. દમયંતી પહેલાં પુત્રો જન્મ્યા હતા તેમનાં નામ દંતુ અને દુર્દમન પાડવામાં આવ્યાં હતાં. એ રીતે દમયંતીની ઉત્પત્તિ હતી.

દમયંતી સુસ્વરૂપ કન્યા હતી. એટલી સુસ્વરૂપ કે તેના જેવી બીજી કોઈ દેવ કે મનુષ્યમાં નહોતી. તે ચતુરાઈમાં પણ સારી નીવડી હતી, એવી માતપિતા તરફથી કેળવાયેલી હતી. તેમ તેના લાયકનું સર્વ કામ તે શીખી ગઈ હતી. તેના પિતાએ વિદ્યાભ્યાસ પણ જોઈએ તેટલો કરાવ્યો હતો. માતા વૃજાવતીએ પોતાનો માતૃધર્મ સારી રીતે બજાવ્યો હતો. સારી સારી શિખામણો દેવી, સારાં સારાં નીતિનાં પુસ્તકો વંચાવવાં વગેરે

પોતાનું કામ તેણે ડહાપણથી કીધું હતું. દમયંતીના લાભમાં તે ઘણું શ્રેયસ્કર હતું.

દમયંતી પરણવા જેવડી મોટી થઈ એટલે રાજા કોઈ કુળવાન અને રૂપવાન રાજપુત્રની સાથે તેનું વેવિશાળ કરવાના વિચારમાં ગુંથાયલો રહેતો હતો. નૈષધ દેશના રાજા સુરસેનને એકજ પુત્ર હતો, તેનું નામ નળ હતું. તેને રાજ્ય સોંપી સુરસેન વનમાં તપ કરવા ગયો હતો. નળ રાજા પણ ઘણો જ રૂપવાન અને તેજસ્વી હતો, પણ તે હજુ સુધી પરણ્યો નહોતો. કારણ કે જેટલી કન્યાનાં માગાં આવ્યાં હતાં તેમાંથી કોઈ તેને પસંદ પડી નહોતી. તેને કોઈનું રૂપ ન ગમ્યું તો કોઈના કુળમાં વાંધો આવ્યો. એક વખતે નારદજી નળની પાસે આવી ચઢયા. તેને અર્ધ્ય પાદ્ય પૂજા સહીત આદરમાન આપી નળે બેસાડ્યા. તેમણે વાતના પ્રસંગમાં જણાવ્યું કે રાણી વિના રાજ્યગાદી ઉપર બેસવાનો શાસ્ત્રનો આધાર નથી, માટે હવે પરણો તો ઠીક. નળે ઉત્તરમાં માત્ર એટલુંજ કહ્યું કે માગાં તો ઘણી જગ્યાએથી આવ્યાં છે, અને આવે છે, પણ મને તેમાંની એકે કન્યા પસંદ પડતી નથી. તમે બ્રહ્માના પુત્ર છો તેથી જાણતા હો તો કહો કે મારે માટે કઈ સ્ત્રી સરજેલી છે? આથી નારદે દમયંતીનાં વખાણ કીધાં ને તેની સાથે પરણવાનું કહી પોતે અંતર્ધ્યાન થયા.

આ ઉપરથી નળે દમયંતીને મેળવવાનો નિશ્ચય કીધો. ત્યારથી રોજ તેના ને તેના વિચારમાં તેના જીવને કંઈ ગોઠયું નહિ, તેથી તે શિકાર કરવા વનમાં ચાલ્યો ગયો. ત્યાં એક હંસની સાથે મિત્રાચારી થતાં તેનું કનકનું શરીર જોઈ નળે તેને પોતાને ઘેર લાવી પાંજરામાં રાખ્યો. એક વખતે દમયંતી યાદ આવ્યાથી હંસે અનાયાસે નળના ચક્ષુએથી જળ વહેતું જોયું. તેથી તેણે નળને દિલગીર થવાનું કારણ પૂછ્યું. નળે તેને દમયંતી વિષેની વાત કહી. જ્યારે હંસને નળે પકડ્યો હતો તે વખતે તેણે તેને કહ્યું હતું કે એક વાર મને છૂટો મૂકીશ તો ઉપકારનો બદલો કોઈ વેળા હું વાળી આપીશ. આવું વચન આપ્યાનું યાદ આવતાં પોતાનું વચન પાળવા

આ વખત ખરો છે એમ ધારી તે હંસ બોલ્યો કે દમયંતીના ઠામઠેકાણાની વિગતવાર હકીકત કહો તો હું તેને જરૂર મેળવી આપીશ. આથી નળે તેની બરાબર નિશાની આપી તેને વિદાય કીધો. હંસ ઉડતો ઉડતો કેટલેક દિવસે દમયંતીની વાડીમાં એક વૃક્ષની ડાળે આવી બેઠો.

હંસ દમયંતીની વાડીમાં આવ્યો તે વખતે રાત્રિ હતી, ને દમયંતી પોતાની પ્રિય સખી સાથે ચોપાટ રમતી હતી, ને બીજી બધી દાસીઓ નિદ્રાવશ થઈ હતી. હંસને એ વખત બરોબર લાગ્યાથી તેણે નળના વખાણ કરવા માંડયાં. તે વખાણ દમયંતીને કાને પડવાથી તે સાંભળવા રમત પડતી મૂકીને જરૂખામાં આવી ઊભી રહી. એ જોઈ હંસ બોલતો બંધ પડયો. ત્યારે દમયંતીએ વિચાર્યું કે એ પક્ષીને મારે પકડવું જોઈએ, નહિ તો એ ઊડી જશે તો જે નળનાં વખાણ એણે કીધાં છે તેને હું મેળવી શકીશ નહિ. એમ વિચારી તે તેને ઝાલવા પ્રયત્ન કરવા લાગી. કેટલીક વાર તો તેણે દમયંતીને ખૂબ થકવી પણ તેના હાથમાં પકડાયુ નહિ. આખરે હંસના મુખમાંથી સૂચન થવાથી તેણે તેને પકડવાનો ઉપાય શોધ્યો. તે એ હતો કે પોતાની કમળ સરખી હથેળી જ દેખાય ને બીજું શરીર ઢંકાઈ જાય એવી રીતે બેસે તો તે ઝલાય ખરો. દમયંતીએ એ પ્રમાણે કીધું એટલે હંસ તેની હથેળીમાં આવી બેઠો કે તરત દમયંતીએ તેને પકડી લીધો, ને જેનાં તે વખાણ કરતો હતો તેનું નામ તથા તેના પિતાનું નામ તથા ગામ પુછી લીધું, અને કહ્યું કે નળને કહેજે કે હું મારા મનથી આપને વરી ચૂકી છું. હવે થોડા દિવસમાં સહુની સમક્ષ સ્વયંવરમાં તમને વરીશ, માટે તૈયારીમાં રહેજો. પછી હંસે નળ પાસે જઈ સઘળી હકીકત કહી સંભળાવી, અને પોતાનું કામ થઈ રહ્યું કહી નળ પાસેથી રજા લઈને પોતાને સ્થાનકે ગયો.

દમયંતીએ નળનાં વખાણ સાંભળ્યાં ત્યારથી તેને વિરહાગ્નિનો સખત તાપ લાગ્યો હતો, એ વ્યાધિના તાવે તે પીડાવા લાગી. આથી દાસીએ એ ખબર રાણી પુષ્પવતીને કરી. તેણે આવી પુત્રીના શરીરપર હાથ મૂકી

જોયું તો તેને ઘણી ભયંકર સ્થિતિ લાગી. રાણીએ પોતાથી બન્યા તેટલા ઓષધ ઉપચાર કીધા, પણ દરદ બીજું હતું. દાસીએ પૂન્મવતીને નળ વિષેની વાત ખાનગીમાં જણાવી એટલે તેણે દમયંતીના મંદવાડની વાત રાજાના કાનપર લાવતાં કહ્યું કે હવે એને પરણાવી પારકી કરવી જોઈએ, કારણ કે એ ખોટની પુત્રી છે, કોઈ દિવસ સારી રહેતી નથી. રાજાને પણ એ વાત ધ્યાનમાં ઉતરતાં તેણે પોતાના પુત્રોને બોલાવી સ્વયંવરની તૈયારી કરવા તથા દેશ વિદેશના રાજાઓને કંકોતરી લખવા આજ્ઞા આપી. ઘણા રાજાઓ નીમેલે દિવસે પોતાનું સૈન્ય લઈ કુંદનપુરમાં આવી પહોંચ્યા. દમયંતીએ એક છૂપો કાગળ નળને લખ્યો હતો, તેથી તે પણ સહુ પહેલાં આવી પહોંચ્યો હતો. નારદજીના પેટમાં ઉભરાયું, તેથી તેમણે ઇંદ્રને જણાવ્યા, એટલે તે વરૂણ, અગ્નિ અને યમને સાથે લઈ સ્વયંવરમાં જવા નીકળ્યા. પણ રસ્તામાં નળનો મેળાપ થયો એટલે તેને જોઈ તે બધા ઝાંખા પડયા, ને માંહોમાંહે વિચારવા લાગ્યા કે નળ જેવા ખુબસુરતને મૂકી દમયંતી તેમને વરશે નહિ. માટે નળને જ એ ખટપટમાં વચ્ચે નાખવો એવો તેમણે સંકેત કીધો. આથી દેવોએ નળને કહ્યું કે તું સત્યવાન છે, માટે અમને સહાય કર. નળે સહાય કરવાનું વચન આપી સવાલ કીધો કે તમે ક્યાં જાઓ છો ? ત્યારે દેવોએ જવાબ આપ્યો કે દમયંતીના સ્વયંવરમાં અમે જઈએ છીએ ને તેમાં જ તમો અમારા દૂત થઈ દમયંતીને અમારે માટે સમજાવવા જવાની તમારી પાસે સહાય માગીએ છીએ. નળે વચન આપ્યું હતું એટલે તે તેમ કરવાને તૈયાર થયો.

દમયંતી ચારે બાજુએ જડી લીધેલા અરીસાવાળા પોતાના ઓરડામાં બેઠી હતી એટલે દરેક માણસ આવતું જતું તે મ્હોં ફેરવ્યા વિના તેનાથી દેખી શકાતું હતું. દાસીઓ જુદે જુદે કામે લાગી ગઈ હતી, ને દમયંતી બેઠી બેઠી નળનો જ વિચાર કરતી હતી. એવામાં સામી ભીંતિ નજર પડતાં કોઈ પુરૂષ તેની નજરે પડયો. માત્ર દમયંતી સિવાય બીજા કોઈએ તે પુરૂષ દીઠે નહિ. દમયંતીને લાગ્યું કે કદાચ તે નળ હોય, કારણ હંસે

જેવાં વખાણુ કીધાં હતાં તેવુંજ સુંદર સ્વરૂપ તેનું હતું. આથી પોતે ઊભી થઈ, ને આસન આપી તેને તે પર બેસવા વિનય પૂર્વક વિનંતી કીધી ને પોતે દૂર જઈ ઊભી રહી. આ નવીન પુરૂષે દમયંતીને પોતાની ઓળખાણુ ન આપતાં કહ્યું કે હું દેવતાનો દૂત છું. દેવતાઓએ મને માગું લઈ મોકલ્યો છે. વગેરે કહી તું તેને પરણુ એવો આગ્રહ કીધો. પણુ દમયંતીએ એજ પ્રતિઉત્તર આપ્યો કે મેં મારો પ્રાણુ નળને અર્પણુ કીધો છે, એટલે હું બીજા કોઈને અર્પણુ કરી શકતી નથી. એટલું જ નહિ પણુ તે સિવાય બીજા કોઈને અર્પણુ કરીશ નહિ. હવે ગમે તે દેવ આવે તોપણુ તે મારે નકામા છે. નળે વળી તેને સમજાવી કે તું દેવને મૂકી નળને પરણીશ તેમાં શું સુખી થઈશ? નળ મનુષ્ય છે. દેવને ત્યાં પરણુવાથી મરણુનો ભય નથી, એટલુંજ નહિ પણુ તે સર્વ વાતે સારૂં છે, માટે તું હજી સમજ; નહિ તો આખરે પસ્તાવો થશે. પણુ દમયંતીનું મન કશાથી ડગ્યું નહિ, તેણે તો ચોખ્ખી ના જ કહી. એ જાણુતી નહોતી કે જે તેને સમજાવતો હતો તે પોતેજ નળ હતો. ઘણી વાર સુધી રગઝગ ચાલી, પણુ દમયંતી એકની બે ન થઈ ને નાની ના જ કહી. દેવોએ બીજા એક દૂતને નળની પાછળ છાનો મોકલ્યો હતો તે એ બધી વાત સાંભળતો હતો. તેણે જ્યારે નળે બધી હકીકત દેવોને સંભળાવી ત્યારે સાક્ષી પુરી. પણુ એથી દેવોને સંતોષ મળ્યો નહિ. તેમને તો દમયંતી પરણુવી હતી, તેથી બીજો ઉપાય શોધ્યો. તે એ હતો કે ચારે જણે નળને રૂપે સ્વયંવરમાં જવું એટલે જેના નશીબમાં હશે તેને તે વરમાળ આરોપશે. એ સંકેત પ્રમાણે બીજે દિવસે તેઓ નળનું સ્વરૂપ ધારણુ કરી સ્વયંવરમંડપમાં ગયા.

સ્વયંવરમંડપ ઘણો વિશાળ અને સુશોભિત બનાવવામાં આવ્યો હતો. ચારે બાજુએ કેળના સ્તંભો આવેલા હતા, આશોપાલવનાં તોરણુ બાંધેલાં હતાં, તથા પુષ્પોનાં સુંદર કુંડાં ગોઠવી દીધેલાં હતાં. આજુબાજુ મોટા દૈવી પુરૂષોની પ્રતિમા ચીતરેલી હતી, તથા હાંડી, તક્તા વગેરેનો ઠાઠમાઠ કરેલો હતો. રાજાઓને બેસવા માટે જરીકામના ગાદી તકીઆ, ગ-

લીચ્યા વગેરે બીછાવી દીધા હતા. બધા રાજાઓ ધીમે ધીમે ત્યાં આવી પહોંચ્યા ને પોતપોતાની મુકરર કરેલી જગ્યાએ બીરાજ્યા. એક બાજુએ દમયંતી વરમાળ હાથમાં લઈ ઊભી હતી. પછી બધા રાજાઓનું ઓળખાણ આપવા માટે દમયંતીનો ભાઈ ઊઠ્યો. તે દરેકનું નામ દઈ દમયંતીને બતાવતો ગયો. દમયંતી નળને પસંદ કરી તેને વરમાળ આરોપવા આગળ આવી ઊભી એટલે તેની નજરે પાંચ નળ પડ્યા. આથી તે ગભરાઈ. તે સમજી કે દેવોને તેણે ના પાડી હતી તેથી તેનું આ કપટ હોવું જોઈએ. તે થોડી વાર સુધી તો સ્થિર ઊભી ને વિચારમાં ડૂબી. હવે કેમ કરવું? એમાં ખરો નળ કયો હશે? આખરે ઈશ્વરની પ્રાર્થના કીધી કે હે પ્રભુ! નળ તો એકજ છે, ને હું તો પાંચ દેખું છું તેનું કારણ મારાથી સમજાતું નથી, માટે મારી વ્હારે થા અને આમાં જે કપટ હોય તે દૂર કરી ખરા નળ મારી નજરે પડે એવું કર. તું સત્યને સહાય કરશે એવી મારી ખાતરી છે. હું આપની પુત્રી છું, માટે કૃપા કરી દર્શન દો એમ કહી રૂદન કરવા લાગી. આથી દેવો લજ્જિત થયા, ને પોતપોતાના સ્વરૂપમાં તેમણે દમયંતીને દર્શન દીધાં. દમયંતીએ હવે નળને એકલો જોઈ તેના ગળામાં વરમાળ આરોપી, દેવો તુષ્ટમાન થયા, ને નળ તથા દમયંતીને શ્રેષ્ઠ વરદાન આપ્યાં. પછી દેવો વીમાનમાં બેસી પોતાને સ્થાનકે ગયા.

દમયંતીને સાસરે વળાવતાં તેની માતાએ સારી શિખામણ આપી ખુશીથી વિદાય કીધી, ને પહેરામણીમાં ઘણી સમૃદ્ધિ, દાસ દાસી, હાથી ઘોડા વગેરે આપી ભીમકે નળને નમસ્કાર કીધા. થોડો કાળ નળ દમયંતીનું જોડું સુખ આનંદમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યું. થોડે દિવસે દમયંતી સગર્ભા થઈ, અને તેણે પુત્રને જન્મ આપ્યો. તેનુ નામ ઇંદ્રસેન પાડ્યું. તે પછી એક પુત્રી થઈ તેનું નામ ઇંદ્રસેના પાડ્યું. ઈશ્વરેચ્છાથી એક સમયે નળે સંધ્યા વંદન માટે હાથ પગ ધોયા તે વખતે એડી કોરી રહી જવાથી કળીયુગનો લાગ ફાવ્યો, ને તે એડી દ્વારા નળના શરીરમાં તે પાપીએ પ્રવેશ કીધો. આથી નળની બુદ્ધિ ભ્રષ્ટ થઈ, ને પોતાના પિત્રાઈ ભાઈ પુષ્કરની સાથે

તેને જુગટું રમવાનો વિચાર થયો. સતી દમયંતીએ નળને જુગટું નહિ રમવાં ઘણો સમજાવ્યો. તેણે કહ્યું કે જુગટું ઘણું ખોટું છે એટલુંજ નહિ પણ તેમાં કોઈ દિવસ કોઈ સુખી થયું નથી, માટે એ વિચાર રહેવા દેવો જોઈએ. પણ નળની નજરમાં કળીએ તે સુબોધ ઉતરવા દીધો નહિ, ને આખરે બન્ને ભાઈઓ જુગટું રમ્યા, અને તેમાં નળ પોતાનું રાજ્યપાટ હારી ગયો. હવે તેને માત્ર એક વસ્ત્ર સહિત ગામ છોડી નીકળવું પડયું. તેની સાથે દમયંતી પણ જવા તૈયાર થઈ, પણ નળે તેને પિયેર જવા તથા બે સંતાનો એકલાં રહી શકે નહિ માટે તેમની સંભાળ લેવા કહ્યું. વળી વનની વિટંબણા ઘણી હોય છે, ત્યાં ભયંકર પ્રાણીઓની વસ્તી ઘણી હોય છે તેની બીકથી જ તું બી જઈશ માટે ત્યાં તારે આવવા જેવું નથી, વગેરે કહી તેણે તેને ઘણી રીતે સમજાવી. પણ દમયંતીએ તે માન્યું નહિ, અને આપની સાથે જ હું આવવાની છું એવો નિશ્ચય બતાવ્યો ને કહ્યું, મને છોડીને જવાની આપની ઇચ્છા જોઈ હું ઘણી દિલગીર થાઉં છું, કારણ તમે સર્વ સભા સમક્ષ મને વચન આપ્યું હતું કે પ્રાણ જતાં પણ હું તને છોડીશ નહિ તે આજે આપ કેમ ભૂલી જાઓ છો? હું એકલા સુખની સંગી નથી; આપના પ્રારબ્ધમાં સુખ દુઃખ જે હશે તે બધામાં મારો અર્ધો ભાગ છે. પતિની સંગે રહેવું એ જ સતીઓનો ધર્મ છે, માટે હું તો આપની સંગેજ આવીશ. દમયંતીનો આવો દઢ નિશ્ચય જોઈ તેણે તેને જોડે લેવાનું કબૂલ કીધું, ને પુત્ર તથા પુત્રીને તેમને મોસાળ વિદાય કીધાં. ધન્ય છે દમયંતીની હિમ્મતને કે પોતાના પ્રાણ સમાન સંતાનોને વિખુટાં પાડીને પણ પોતે સ્વામીસેવા માટે વનમાં ગઈ.

નળ ને દમયંતી ગામ છોડી નીકળ્યાં તે વખતે પુષ્કરની આણ ફરી વળી હતી. તે એવી કે કોઈએ નળને છાંટો પાણી પણ પાવું નહિ. ભૂખ્યાં ને તરસ્યાં ત્રણ દિવસ લગી વનમાં તે ભટકયાં. મોટાં મોટાં પહાડો, અને બીહામણા રાફડાઓવાળી જગ્યાએ તેઓ આવ્યાં તેવામાં એક પક્ષી નળની નજરે પડયું. તે કળીયુગનું કપટ હતું. ઘણા દિવસની ક્ષુધાએ પીડાયલાં દં-

પતિએ તેને ઝાલવા માટે પોતાનું એક વસ્ત્ર તેનાપર નાખ્યું, એટલે તે વસ્ત્ર સહિત પક્ષી ઉડી ગયું. એ જોઇ નળે કહ્યું, હે સતી ! હવે આપણે શું કરવું ? વસ્ત્ર તો એકજ રહ્યું, ને આપણી ક્ષુધા તો ભાગી નહિ. હવે આપણા દુઃખનો છેડો રહ્યો નહિ, હજી પણ મારૂં કહ્યું માની તું તારે પિયેર જાય તો વધારે સારૂં. પણ દમયંતીએ પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. તેણે પોતાના વસ્ત્રના બે ભાગ કરી તે બન્નેએ પહેર્યાં.

આગળ ચાલતાં એક સરોવર દીઠું ત્યાં જઈ પાણી પીને ઘણા દિવસની તૃષા છીપાવી બન્ને બેઠાં. એવામાં કેટલાંક માછલાં કાંઠે આવતાં જોયાં તે લેવા નળ ઉતર્યો. બે માછલાં પકડી લાવી તેણે દમયંતીના હાથમાં મૂકી, "આ તું પકડી રાખજે, હું બીજાં પકડી લાવું છું કારણ આટલાથી આપણી ભૂખ સમી શકશે નહિ," એવું કહી પોતે બીજાં પકડવા ગયો. માછલાં દમયંતીના હાથમાં જવાથી તેને મળેલા દેવોના વરદાન પ્રમાણે સજીવન થયાં એટલે તરત પાણીમાં જતાં રહ્યાં. દમયંતી સ્તબ્ધ બનીને વિચારમાં પડી કે હાય ! હવે શું થશે ? પતિને મારે શો ઉત્તર દેવો ? તેઓ આવીને મને શું કહેશે ? તેમના મનમાં એવો જ વહેમ આવશે કે મેં તે ખાધાં હશે ! એવા વિચાર તેના મનમાં આવતા હતા એટલામાં તો બીજાં મત્સ્ય હાથમાં લઈ નળ આવ્યો. તેણે દમયંતીને ઉદાસ ચહેરે બેઠેલી દીઠી. મત્સ્ય હાથમાં જોયાં નહિ એટલે તેણે મારાં આપેલાં મત્સ્ય તું એકલી ખાઈને બેઠી કે શું એવો પ્રશ્ન કીધો. શું પેટ બહુ પડી ગયું હતું કે મારા આવતાં સુધી ધીરજ રહી નહિ ? મારા કરતાં તને તારૂં પેટ વધ્યું તો હવે મારે તારૂં શું કામ છે ? જા, તું તારે રસ્તે પડ. એવી રીતનાં નળનાં કોઈ દિવસ નહિ સાંભળેલાં વાકયો સાંભળી દમયંતીએ ગળગળે કંઠે કહ્યું કે હે સ્વામીનાથ ! મારૂં પેટ પડી ગયું નથી, મેં મત્સ્ય ખાધાં નથી, જો એમ હોત તો આટલી ક્ષુધા વેઠવા આપની સાથે આવત જ શું કરવા ? આપ મને આપીને ગયા તે જ વખતે તે મારા હાથમાં આવવાથી સજીવન થયાં, અને પાણીમાં જતાં રહ્યાં. મને દેવે વરદાન આપ્યું છે તે આ-

પના જાણવામાં છે. તોપણ નળે તે માન્યું નહિ. તેની બુદ્ધિ બગડી હતી તેથી તે બધું વીસરી ગયો હતો. બીજાં આણેલાં મત્સ્યો બન્નેએ ખાધાં, અને પાણી પી થોડી વાર વિશ્રાંતિ લેવાના વિચારે એક વૃક્ષની છાયાતળે તે સુતાં. થાકને લીધે બન્ને નિદ્રાવશ થયાં. થોડી વારે નળે જાગી જોયું તો દ-મયંતી ભર નિદ્રામાં હતી. તેના મનમાં મત્સ્ય વિષેનો જે વહેમ આવ્યો હતો તે ગયો નહોતો, તેથી તેણે દમયંતીને તજી દેવાનો વિચાર કીધો, અને તેને ત્યાં સુતી મૂકી પોતે ચાલતો થયો. થોડે સુધી ગયો એટલામાં વળી વિચાર આવ્યો કે આવી સતીને માટે હું આ પગલું ભરૂં તે ઘણું ખોટું છે. કા-રણ તેની મારાપર અખંડ પ્રીતિ છે. તેને મૂકીને જઈશ તો મારા વિના તે કેટલું દુઃખ પામશે ? એમ વિચારી પાછો વળ્યો. પણ કળીએ તેની બુદ્ધિ ફેરવી હતી એટલે તેણે જવાનું નક્કી કર્યું, અને તે આખરે સતીને અઘોર વનમાં નિરાધાર એકલી છોડીને રસ્તે પડયો.

દમયંતીએ જાગીને જોયું તો પોતાના પતિને તેણે દીઠા નહિ, તેથી તે ઘણું દુઃખ પામી. તેને લાગ્યું કે મેં કારણ બતાવ્યા છતાં નળના મનનો વહેમ તો ગયોજ નહિ. તે વિના આ અઘોર વનમાં મને એકલી છોડી કદિ જાય નહિ. પણ હે ઈષ્ટદેવ ! મારી બુદ્ધિ બગડી ન હોય, ને મેં માછલાં ખાધાં નથી તેનો તું સાક્ષી હોય તો મારૂં રક્ષણ કરી મારા પ્રાણેશને ફરી મેળવજે.

નળ તેને આવા અઘોર વનમાં નિરાધાર છોડી ગયો છતાં નળનુંજ રટણ કરતી તે કહેવા લાગી કે, હે પતિ ! હું બોલું છું. તમે ક્યાં સંતાયા છો ! કે તમે મને છોડી ચાલ્યા ગયા છો ? હું નિરપરાધી છું. મને આમ છોડશો માં. તમે કેમ દર્શન આપતા નથી ? મારી સંભાળ કેમ લેતા નથી ? એ પ્રમાણે ગાંડી જેવી બની આમતેમ હાંફલીફાંફલી જોતી, ને મુખેથી એક નળનોજ ઉચ્ચાર કરતી ફરતી હતી. જેનું ચિત્ત નળમાંજ રમી રહ્યું છે, જેને નળનુંજ રટણ લાગી રહ્યું છે એવી દમયંતીને વાઘ, વરૂ, ચિત્રા, સિંહ, વગેરે વિકાળ જાનવરો મળ્યા છતાં તે બીતી નથી, પણ સામું તેને

તે પૂછવા લાગી કે તમે મને નળની શોધ લાવી આપવા આવ્યા છો ? તમે તેને કોઈ સ્થળે જોયા છે ? સિંહને કહેવા લાગી કે તેની કટિ તારા જેવી જ છે. તે કઈ દિશાએ ગયા છે તે તું જાણતો હોય તો મને કહે. મોટાં મોટાં વૃક્ષોને પૂછવા લાગી કે તમે તો ઉંચાં છો એટલે ઘણે દૂર સુધી તમારી દ્રષ્ટિ પહોંચે માટે તમે દેખતાં હશો કે કઈ બાજુએ નળ ગયો છે ? આવી રીતે વ્યાકુળ ચિત્તે આમતેમ ભમતી હતી, પડતી હતી ને આખડતી હતી, તોએ બેઠી થઈ ચાલવા માંડતી હતી. તે પોતાના શરીરનું ભાન ભૂલી ગઈ હતી તેથી પગે કાંટા વાગતા હતા, લોહી વહેતું હતું પણ તેને તેની વેદના લાગતી નહોતી. એવી રીતે ટિટોડી પેઠે ટળવળતી, નળને પોકારતી આગળ ચાલી જતી હતી. તેવામાં એક અજગર રસ્તામાં મ્હોં પહોળું કરી પડ્યો હતો તે, તે નળનાજ ધ્યાનમાં ચાલી જતી હતી તેથી એને નજરે નહિ પડયાથી તેના મ્હોમાં એનાથી પગ મૂકાયો. અજગરના મ્હોમાં પોતાનો જાંગ સુધી પગ ઉતરી ગયો તોપણ દમયંતી તો તે જાણતી નથી. તે તો મ્હોંએથી નળનું જ રટણ કરતી હતી. એવામાં તેનો પોકાર સાંભળી એક પારધી દોડી આવ્યો તેણે દમયંતીને અજગરના મ્હોમાં સપડાયલી જોઈ કુહાડો મારી અજગરના કટકા કીધા અને દમયંતીને મુક્ત કીધી. કેટલીક વારે દમયંતીના શરીરમાં ચેતન આવ્યું એટલે તે પાછી નળનો જ ઉચ્ચાર કરતી ચાલવા લાગી. પણ પેલા પારધીની બુદ્ધિ બગડી હતી તેથી તેણે સતીને પાસે બોલાવી પરણવા કહ્યું. આ સાંભળતાં જ સતીએ શ્રાપ દીધો કે નળ વિના મેં બીજા કોઈ પુરૂષનું મનમાં પણ ચિંતવન કીધું ન હોય તો આ પાપીને એનું ફળ મળજો, ને તે ફાટી પડજો. એવા સતીના શ્રાપથી તેજ ઘડીએ તે પારધી ધરણી ઢળી મૃત્યુ પામ્યો. દમયંતીએ પાછું ચાલવા શરૂ કર્યું. ઘણાં જંગલો વટાવી થાકી પણ પોતાના પ્રાણેશની ભાળ તેને કોઈ સ્થળે નહિ જડવાથી તે એક શિલા ઉપર બેસી રૂદન કરવા લાગી. તેના વિલાપથી આખું વન ગાજી ઉઠયું. પશુ પક્ષીઓ પણ તેની સાથે તેના દુઃખના ભાગીદાર થઈ કલકલાટ કરવા મંડી પડયાં. થોડે દૂર

વશિષ્ઠ વગેરે ઋષિઓનો આશ્રમ હતો ત્યાં દમયંતીનું આક્રંદ સંભળાયાથી તે લોકો એકદમ દોડી આવ્યા ને દમયંતીને રડતી જોઈ, તે કોણ છે અને આવી સ્થિતિમાં કેમ આવી તે વિષે પૂછવા લાગ્યા. દમયંતીએ પોતાની સર્વ કથા ઋષિને નિવેદન કીધી ને પોતાના દુઃખનો છેડો ક્યારે આવશે તે કહેવા વિનંતિ કીધી. આ ઉપરથી ઋષિએ તેને ઘણી રીતે દિલાસો આપી કહ્યું કે થોડા વખતમાં તને તારા પતિનો મેળાપ થશે. આ સાંભળી દમયંતીએ કહ્યું કે થોડા વખતમાં પતિનો મેળાપ નહિ થાય તો નિશ્ચય હું મારો દેહ ત્યાગ કરીશ. કારણ કે પતિ વિના સતીએ એકલાં રહેવાનો ધર્મ નથી. આટલું બોલી તે આગળ ચાલી.

થોડે દૂર ગઈ ત્યાં એક સંઘ મળ્યો તે ચેદી દેશના રાજા સુબાહુના મુલકમાં જતો હતો. તેમાં તે ભળીને તેની સાથે ચાલી. એક તળાવને કાંઠે સંઘે પડાવ નાખ્યો એટલે દમયંતી પણ ત્યાંજ રહી. અર્ધરાત્રિએ એકાએક કોઈ ભયંકર જાનવરની ચીસ સંભળાતાં આખા સંઘમાં ગભરાટ ફેલાઈ ગયો. વહેમી માણસો તર્ક કરવા લાગ્યાં કે આપણી સાથે એક સ્ત્રી આવી છે તેનો દેખાવ ઘણો બીહામણો છે એટલે તે ડાકણી કે ચૂડેલ હશે, ને તેણેજ આ કૃત્ય કીધું હશે, માટે તેને મારી કહાડી મૂકીએ, અથવા તો તેને છોડી આપણે ચાલતા થઈએ. દમયંતી આ બધું સાંભળતી હતી, તેથી તેણે પોતાની મેળે ચાલી જવાનું દુરસ્ત ધાર્યું ને સંઘ છોડી ચાલી નીકળી.

બે દિવસે તે સુબાહુના મુલકમાં આવી પહોંચી ને રાજમહેલની સામે ઊભી રહી. સુબાહુની માતા ભાનુમતી છજા આગળ ઊભી હતી તેણે દમયંતીની આવી દુઃખી દશા જોઈ તેનાપર દયા આવવાથી દાસીને બોલાવી તેને પોતાની પાસે લાવવા હુકમ આપ્યો. ભાનુમતી દમયંતીની માશી થતી હતી. દમયંતીએ તેને ઓળખી, પણ માશીએ ભાણેજને ઓળખી નહિ. ભાનુમતીએ પૂછ્યું કે તું કેમ રડે છે? તારૂં ભાગ્ય તો સારૂં જણાય છે તો આવા દુઃખમાં તું કેમ આવી ગઈ? તેં મોટી મોટી આફતો વેઠી હોય એમ લાગે છે. એ બધાનું કારણ શું છે તે કહે. દમયંતીએ ઉત્તર આપ્યો

કે કર્મના ભોગ ભોગવ્યા વિના છૂટકો નથી. અમે પતિ પત્નીએ જાત્રા જ-વાના વિચારે ઘર છોડયું, પણ એકાએક મારા સ્વામી મને છોડી રાતની વખતે ચાલ્યા ગયા છે. કોણ જાણે તેના મનમાં શું આવ્યુ હશે ? માતાજી ! મારી એટલી જ વાત છે. ભાનુમતીને તેને કોઈ ઠેકાણે જોયાનો તથા તે પોતાની ભાણેજ દમયંતી જેવી જણાય છે એવો ભાસ થયો. પણ તેણે વિચાર્યું કે દમયંતીની આવી દશા હોય નહિ. પછી તેણે તેને ત્યાં રહેવા તથા તેની પુત્રી ઇન્દુમતી જોડે તેના મહેલમાં રહી સુખે દિવસ ગાળવા તથા અહિં રહી પતિની ખોળ કરવા કહ્યું, એટલે દમયંતીએ તે કબૂલ કીધું. પણ તેજ વેળા તેણે કહ્યું કે હું નીચું કામ કદિ કરીશ નહિ, હવીષ્યાન્ન ભોજન જમીશ, રોજ એક વિપ્રને દાન આપીશ તથા તે એક જ વિપ્ર સિવાય બીજા કોઈ પુરૂષનું મુખ જોઈશ નહિ, એવું મારૂં વ્રત છે તે આપને કબૂલ હોય તો મારે અહિં રહેવા હરકત નથી, નહિ તો મારે રહેવું ઠીક નહિ પડે. આ સાંભળી ભાનુમતી ઘણી ખુશી થઈને કહેવા લાગી કે તારૂં વ્રત ઘણા ઊંચા પ્રકારનું છે તે મને શા માટે ન ગમે ? માટે સુખેથી રહે, ને તારા પતિની ખોળ કહાડજે. તે પ્રમાણે દમયંતી સૈરંધ્રી નામ ધારણ કરી ત્યાં રહી, ને પતિની શોધ માટે હમેશાં એક બ્રાહ્મણને દાન આપવા લાગી કે જેથી કરી નળનો પત્તો લાગે.

નળે દમયંતીનો વનમાં પરિત્યાગ કીધો ત્યારપછી તેની દુઃખી સ્થિતિ આપણે જોઈ. તેને માથે દુઃખ પડવામાં કાંઈ બાકી રહ્યું નહોતું. હજુ તે-માંથી તે મુક્ત થઈ નહોતી. પણ નળે તેનો પરિત્યાગ કીધો ત્યાર પછી તેણે પણ અનેક સંકટ વેઠ્યાં હતાં. તે ચાલતો ચાલતો એક દાવાગ્નિ આગળ આવી પહોંચ્યો. તેમાં કર્કોટક નામે નાગ બળતામાં પડેલો હતો. તેણે નળને જોઈ તેને દાવાનળમાંથી ઉગારવા કહ્યું. તેણે કહ્યું કે મને નારદનો શાપ છે કે નળના કહાડયા સિવાય તારાથી એક તસુ પણ આઘા ખસાશે નહિ. તે તને અહિંઆંથી ઉપાડી બીજે મૂકશે ત્યારે તું શાપમાંથી મુક્ત થશે, માટે મારાપર કૃપા કરી મને બચાવો. હું આજથી તમારી સાથે

મિત્રાઈ કરૂં છું ને તમને કામ આવીશ. નળે એ સાંભળી તેને દાવાગ્નિમાંથી બહાર કહાડયો. કર્કોટકે તેને એક ડંખ માર્યો એટલે તેનું બધું સ્વરૂપ બદલાઈ ગયું. આથી નળે કહ્યું કે મેં તને ઉગાર્યો તેનો તેં ઠીક બદલો વાળ્યો. પણ નાગે તેને શાંત પાડી સમજાવ્યો કે મેં તમારા સારા માટેજ આ કામ કીધું છે. તમારે છૂપી રીતે રહેવાનું છે તેમાં આ ઉપયોગી થશે. તમે અયોધ્યામાં જઈ રૂતુપર્ણ રાજાને ત્યાં બાહુક નામ ધરાવી સારથી થઈ રહેજો, અને તેને અશ્વવિદ્યા શીખવજો એટલે તમારા દુ:ખનો અંત આવશે. આ ત્રણ વસ્ત્ર આપું છું તે તમે પહેરશો એટલે પાછું મૂળરૂપ પ્રાપ્ત થશે. નળે એ વસ્ત્રો પહેરી ખાતરી કરી જોઈને પછી નાગને નમન કર્યું. નાગ ત્યાંથી ચાલ્યો ગયો, ને નળ અયોધ્યામાં જઈ રૂતુપર્ણ રાજાને ત્યાં સારથી થઈ બાહુક નામ ધરી ત્યાં રહ્યો. અહિં તેના હાથ નીચે બે માણસો હતા. સૂતી વખતે નળ હમેશાં એક એવો શ્લોક બોલતો હતો કે અરેરે ! થાકી ગયેલી, ભૂખ તૃષાએ પીડાયેલી સતી સ્ત્રી પોતાના મંદમતિના પતિને સંભારતી ક્યાં સતી હશે ? ખાસદારે એક દિવસ સવાલ કીધો કે તમે રોજ સંભારો છો તે કોની સ્ત્રી છે ? બાહુકે ઓળખાણ પડે નહિ એવી રીતે તેનો એવો જવાબ વાળ્યો કે તે કોઈ દુષ્ટ બુદ્ધિના પુરૂષની સ્ત્રી છે, તે પતિની ઘણી માનીતી છે, પણ કોઈ કારણસર પતિએ તેને ત્યાગી છે. પહેલાં તો તે રાજાની રાણી હતી, પણ હાલમાં રાજા પોતાનું બધું રાજ્યપાટ ખોઈ દુ:ખી હાલતમાં આવી ગયો છે, એટલે રાણીને પણ તેણે તજી છે.

દમયંતીના પિતાએ પુત્રી તથા જમાઈની શોધ માટે ચારે બાજુએ માણસો મોકલી દીધાં હતાં. એક સુદેવ નામનો બ્રાહ્મણ ફરતો ફરતો સુબાહુના શહેરમાં આવ્યો. ત્યાં ખબર મળી કે રાજાને ત્યાં કોઈ સ્ત્રી થોડા દિવસથી આવીને રહી છે. તે રોજ એક બ્રાહ્મણને અન્ન આપે છે, તેથી સુદેવ રાજાને ત્યાં આવ્યો. તેણે દમયંતીને જોઈ એટલે ઓળખીને ભીમકની ખબર કહી, ને તેણે તેને બોલાવાને જ મોકલ્યો છે એવું કહ્યું. આ સાંભળી દમયંતીએ પુત્ર તથા પુત્રી યાદ આવ્યાથી રૂદન કરવા માંડ્યું. ઈન્દમતી આ

જોઈ બધી વાત માતાને કહેવા ગઈ, એટલે ભાનુમતીએ દમયંતી પાસે આવીને રોવાનું કારણ પૂછ્યું. બ્રાહ્મણે તેને જણાવ્યું કે તે ભીમકની પુત્રી છે, ને આ કારણથી તે વનવાસ વેઠતી, પતિથી તજાએલી તમારે આશ્રયે આવી રહી છે. એ સાંભળી ઇંદુમતી તથા રાણી બન્ને દુ:ખી થયાં, ને રાણીએ દમયંતીને છાતી સાથે દાબી આસનાવાસના કરી કહ્યું કે તું તો મારી ભાણેજ થાય ને મેં તને પરાઈ ધારીને રાખી. હવે તું કાંઈ ચિંતા કરતી નહિ. આ ઘર તારૂંજ છે, હું તારી માતા છું એમ જાણજે. દમયંતીએ આ પછી ઉપકાર સાથે વિવેક કીધો કે હું અજાણી રહી છતાં તમે મારી બરદાસ ઘણી સારી કરી છે ને હવે મને રજા આપો તો મારા પિતાને ત્યાં જઈ મારાં જે બે બાળકો મારા વિના ઝીજરાતાં હશે તેની સંભાળ લઉં. માશીએ તેને ઘણા સૈન્ય સાથે પાલખીમાં બેસાડી વિદર્ભ દેશ વિદાય કીધી.

માતા પિતા દુ:ખીઆરી પુત્રીને જોઈ ઘણાં ખુશી થયાં, ને વનની વીતક વાત પુછવા લાગ્યાં. દમયંતીએ બધી અથ ઇતિ કહીને તમારે મારી આશા હોય તો નળની શોધ કરાવવા આગ્રહ કીધો, ને નહિ તો મારે હવે જીવવું નથી એવો નિશ્ચય જણાવ્યો. આથી ભીમકે ચોગરદમ દેશદેશ ફરી નળની ભાળ લાવવા માણસો મોકલ્યાં. તે વખતે દમયંતીએ માણસોને એટલું કહી રાખ્યું કે જ્યાં જાઓ ત્યાં 'હે કપટી, અર્ધું વસ્ત્ર કાપી સૂતેલી સ્ત્રીનો અઘોર વનમાં ત્યાગ કીધો એ અઘટિત છે. પતિએ તો સ્ત્રીનું ભરણપોષણ તથા રક્ષણ કરવું જોઈએ' એવી ટેલ નાખતા જવું. બ્રાહ્મણો જુદે જુદે ગામ ગયા તેમાં વર્ણાદ નામનો બ્રાહ્મણ ઋતુપર્ણને ત્યાં આવ્યો. તેણે કચેરીમાં જઈ દમયંતીની કહેલી ટેલ નાખી. કોઈએ કાંઈ ઉત્તર વાળ્યો નહિ એટલે વર્ણાદે જવાની તૈયારી કરી. ત્યારે બાહુકે તેને છુપી રીતે બોલાવી ઘણું રૂદન કરી સહુની કુશળતા પૂછી, ને ટેલનો ઉત્તર વાળ્યો કે જે કુળવાન સ્ત્રી ખરાબ હાલતમાં આવ્યા છતાં પોતાનું શીયળ સાચવે છે, તે સ્વર્ગ પામે છે. પોતાની ક્ષુધા માટે પંખી પકડવા જતાં વસ્ત્ર હરણ થયાં છે એવો

પતિ પાછો આવે ત્યારે ક્રોધ ન કરવો જોઈએ. આ વાત વર્ણાદે આવી ક-
હી એટલે તેણે પોતાની માતાને જણાવ્યું. રાણીએ ભીમકને કહેવાથી તેણે
સુદેવને આજ્ઞા આપી કે તમે નળને તેડી લાવો, ને ન આવે તો ઋતુપર્ણ
રાજાને કહેજો કે દમયંતી ફરી સ્વયંવર કરે છે એટલે તેની લાલચે તે જ-
રૂર આવશે.

સુદેવે ઋતુપર્ણને સ્વયંવરનું નોતરૂં દીધું એટલે તે તો કમઅકલ તૈયાર
થઈ બાહુકને બોલાવી વિદર્ભ દેશમાં દમયંતી ફરી સ્વયંવર કરે છે ત્યાં જવું
છે પણ વચ્ચે એકજ દિવસ આડો રહ્યો છે તેથી પવનવેગી ઘોડા જોડી
રથ તૈયાર કરવા તેણે હુકમ આપ્યો. બાહુક તો સમજ્યો કે એ બધું પોતાને
માટે જ કટક ઉભું થયું છે. જે હશે તે ત્યાં ગયા પછી જણાશે. એમ
વિચારી તે પ્રત્યક્ષ બોલ્યો. કે કહેશો તેટલી ઘડીમાં આપને પહોંચાડીશ. એમ
કહી તે ઘોડા જોડી રથ તૈયાર કરી લાવી રાજાને માંહે બેસાડી વાયુવેગે
રથ ચલાવ્યો. આથી રાજા ઘણો ખુશી થયો. પછી રસ્તે ચાલતાં બહેડાંનું
ઝાડ આવ્યું તે દેખી રાજાએ કહ્યું કે એ ઝાડનાં પાદડાંની ગણત્રી એવી
છે કે ખરેલાં પાદડાં એક સો ને એક તથા ફળ એકજ. વૃક્ષની એ શા-
ખાઓમાં પાંચ કરોડ પાન, અને બે હજાર પંચાણું ફળ છે, એની તારે
ખાત્રી કરવી હોય તો કરી જો. એવું રાજા બોલ્યાથી બાહુકે રથ ઊભો રા-
ખી ગણ્યાં તો તે રાજાના કહેવા મુજબ થયાં. નળે આશ્ચર્યથી એ ગણિત-
વિદ્યા શીખવાની જીજ્ઞાસા જણાવી, ને તેના બદલામાં અશ્વવિદ્યા તેને પોતે
શીખવશે એવું કહ્યું. રાજાએ તેને ગણિતની તથા પાસાની વિદ્યા શીખવી કે
તરત બીજી વિદ્યાના પ્રભાવે નળના શરીરમાંથી કળી નાઠો. તેને મારવા જતાં
નળ બોલ્યો કે હે દુષ્ટ તેં મને કેટલો બધો હેરાન કીધો છે? મારૂં રાજ્ય, પુત્ર,
સ્ત્રી એ બધાંથી વિખુટો પાડયો ને માથે આટલી વિપત્તિ નાખી તે બધાં
તારાં કૃત્ય છે માટે હવે તને જીવતો રહેવા નહિ દઉં. કળીએ કહ્યું કે મા-
રામાં ઘણા અવગુણ છે પણ ત્રણ ગુણો છે. તે સાંભળી હવે તારૂં મુખ મને
બતાવીશ નહિ એવું કહી નળે તેને છોડી દીધો.

આ પછી બાહુકે જોરથી રથ હાંકયો. તેના પૈડાનો અવાજ દમયંતીને કાને પડવાથી નળ સિવાય બીજો કોઈ પુરૂષ આવો રથ હાંકી જાણતો નથી તેથી તે જોવા બારીએ દોડી. ઋતુપર્ણ રાજા, બે સારથી, એક વાર્ષ્ણેય તથા બાહુકને જોયા. નળનો વેશ જુદો હતો એટલે તે ઓળખાયો નહિ. ભીમકે તેનો સત્કાર કરી રાત રહેવા ઈચ્છા જણાવી. દમયંતીએ એ રાજા જોડે આવેલા બાહુકની પરીક્ષા કરવા પિતા પાસે આજ્ઞા માગી. ભીમકે તેમ કરવાની હા પાડવાથી તેણે બાહુકને અગ્નિ કે પાણી કશું આપ્યા સિવાય તે કેવી રાતે રસોઈ કરે છે તે જોઈ આવવા માધવીને મોકલી. બાહુકે પોતાના વરદાનના ગુણે વગર અગ્નિએ લાકડાં સળગાવ્યાં, વરૂણમંત્રથી ઘડામાં પાણી ભર્યું ને રસોઈ કીધી. દાસીએ સવિસ્તર હકીકત દમયંતીને કહી ત્યારે તેણે રસોઈમાંથી અંશ લાવવા તેને ફરીથી મોકલી. રસોઈ ચાખી જોયાથી દમયંતીને પક્કી ખાતરી થઈ કે નળ વિના બીજા કોઈની આવી સ્વાદિષ્ટ રસોઈ હોઈ શકે નહિ. આ પછી પોતાનાં પુત્રપુત્રીને જોડે મોકલ્યાં તો નળને તેમને દેખી રમાડવાનું મન થયું. એટલુંજ નહિ પણ તેમને પાસે લઈ રમાડવા મંડયો ને બચી ઉપર બચી લીધી. પણ બાહુકનું કુબડું ગાત્ર જોઈ બાળકો બીને દાસી પાસે દોડી ગયાં. દાસી આ બધું એક ધ્યાને જોયાં કરતી હતી. તેણે બાહુકને તે રોતો હતો તેનું કારણ પૂછયું. બાહુકે જવાબ આપ્યો કે મારાં બે બાળકો એવડાં જ છે તે સાંભરી આવ્યાથી રડવું આવે છે. આ વાત દાસીએ દમયંતીને કહી એટલે તેની વધારે ખાત્રી કરવા મહેલમાં બોલાવી અંતરપટમાં રહી તેને પ્રશ્ન પૂછવા પિતાની આજ્ઞા મગાવી. આજ્ઞા મળતાં પોતે અંતરપટમાં રહી બાહુકને તેણે જેટલા સવાલ પૂછયા તેના તેણે મેળ મળતા ઉત્તર આપ્યા. દમયંતીએ વિશેષમાં કહ્યું કે ડાકણી, શાકણી વગેરે કેટલાં દુઃખ તે સ્ત્રીએ વેઠયાં? અજગરે તેને ગળી. કહો એ પુરૂષનું કેવું હૃદય? બાહુકે પ્રશ્ન કીધો, પુરૂષને નાગે કરડયો હશે. એવી કયી નારી હશે કે પતિને ભૂખ્યો મૂકી પોતાનું પેટ વ્હાલું કરી તેણે મત્સ્ય ખાધાં હશે?

આ પ્રશ્નોત્તરથી દમયંતીથી રહેવાયું નહિ, ને મારે રૂપનું કામ નથી,

એમ બોલતી આખરે તે પોતનોજ પ્રિય પતિ છે એવી સર્વ વાતે ખાતરી થવાથી એકદમ દોડી પતિને કંઠે વળગી પડી. અહો કેવો પ્રેમ ! પ્રભુ એવાં પ્રેમી જોડાં સદા ઉત્પન્ન કર ને સ્ત્રી પુરૂષ વચ્ચેનો મતલબ કે ધણી ધણીયાણી વચ્ચેનો અખંડ પ્રેમ જળવાયેલો રહે એવા યુગલ જોડાં સરજાવી આ સૃષ્ટિ નળ દમયંતીના શુદ્ધ પ્રેમમયી બનાવ. દમયંતી બોલી, સ્વામી મારે તો આપના ચરણનું જ કામ છે. માણુસના કોટિ અપરાધ હશે તે એક ઇશ્વર જાણે છે. મેં મત્સ્ય ખાધાં હશે તો તેનો ઈશ્વર સાક્ષી છે. હવે આપનુ મુખ જોતાં મને બીજી વાતનું સ્મરણ છે જ નહિ. મેં તો આપનામાં ચિત્ત રાખી દિવસ ગાળ્યા છે, ને પ્રભુએ મારી નીતિનું શુભ ફળ મને આપ્યું છે.

નળે નાગનાં આપેલાં વસ્ત્રો પહેર્યાં એટલે તે મૂળ રૂપને પામ્યો. દમયંતીએ નળને મૂળ રૂપમાં જોયો એટલે ગાંડીઘેલી થઈ ગઈ ને તેની સેવામાં તત્પર થઈ. દાસીઓએ ભીમકને વધામણી આપી કે બાહુક સારથી તો નળ જ હતો. રાજા રાણી એ સાંભળી ઘણું આનંદ પામ્યાં, ને આખી પ્રજા એ વાત સાંભળી ખુશી ખુશી થઈ નળના દર્શને આવી.

નળ દમયંતી આ પછી પુત્ર પુત્રી સહિત પોતાના રાજ્યમાં આવી રહ્યાં ને પુષ્કર પાસેથી રાજ્ય લેઈ સુખે રાજ્ય કરવા લાગ્યાં. દમયંતીએ પતિને પોતાની પવિત્રતાની ખાતરી માટે કહ્યું કે મેં કોઈ રીતે પણ અધર્મ કર્યું હોય, મારૂં સતીપણું તજ્યું હોય તો આખા જગતના પ્રકાશમાન સૂર્ય, ચંદ્ર, વાયુ અને દેવો મારા દેહનો નાશ કરો; નહિ તો મારૂં પતિવ્રતપણું અખંડ છે તે જણાવો. એટલું બોલતાં આકાશવાણી થઈ કે અમે દમયંતીની રક્ષા કીધી છે. તેણે પોતાનો ધર્મ સારી રીતે પાળ્યો છે. કોઈ રીતે તેનું શીયળ ભંગ થયું નથી. માત્ર તને મેળવવા માટેજ બીજીવારના સ્વયંવરનું કહેણુ મોકલ્યું હતું. તેમાં પણ મુદ્દો હતો. તે એ કે તારા વિના બીજાં કોઈ એટલી ટૂંક મુદતમાં આવી શકનાર નથી. માટે હે નળ ! આ

તારી પવિત્ર પત્નીને તું હવે સુખી કર. એણે તારૂં જ ધ્યાન ધરી દિવસ ગાળ્યા છે.

આવી રીતનું દમયંતીનું વૃતાંત છે. એ પરથી ઘણી શિખામણ લેવા જેવી છે. તેમાં મુખ્યત્વે કરીને એ કે સતી સ્ત્રીઓનો ધર્મ એ જ છે કે જેને પતિ કહ્યો તેને દેવ કરતાં પણ અધિક માનવો. વિપત્તિમાં નળે તેનો તિરસ્કાર કરી તજી દીધી છતાં પણ તેણે પતિને વિસાર્યો નહિ. તેમજ સુજ્ઞ સ્ત્રીઓએ પણ સમજીને વર્તવું જોઇએ. નળ કદ્રુપ કાયાવાળો હતો છતાં પણ તે નળ છે એવી દમયંતીને ખાતરી થતાં તેણે તેને જ સ્વીકાર્યો, ને તે નળ છે એવું સિદ્ધ થતાં તેનો પ્રેમ કેવો ઉછળી આવ્યો. આ સતીના ચરિત્રમાંની ઉત્તમ શિક્ષા સન્નારીઓને લેવા યોગ્ય છે.

દમયંતીએ જે દુઃખ વેઠયું છે તેવું સીતા, દ્રૌપદી, તારા એમાંની કોઇએ નથી વેઠયું. અઘોર વનમાં એકલી મૂકી નળ નાશી ગયો, પણ તેણે પતિનું જ નામ રટણ કર્યા કીધું ને તે અખંડ પ્રીતિથી જ પોતાનું શીયળ સાચવી રહી હતી. એક પળ પણ પતિ પર ગુસ્સો લાવી તેણે પોતાના મનને દોષિત કર્યું નથી. આવી સતીઓને હજારો ધન્યવાદ ઘટે છે.



# ચરિત્ર ૫ મું.

## સાવિત્રી.



ભરતખંડમાંના મંદ્ર દેશના રાજા અશ્વપતિની સાવિત્રી પુત્રી થાય. રાજાને સંતાન ન હતું તેથી તે સાવિત્રી (ગાયત્રી) નું આરાધાન કરતો હતો. તેના પ્રતાપે રાણી માલવીને અતિ સુંદર તેજસ્વી એક કન્યા જન્મી તેથી તેનું નામ સાવિત્રી પાડયું.

સાવિત્રી વિદ્યામાં ઉત્તમ હતી. ઘણી જગ્યાએ તે શાસ્ત્રાર્થ માટે વાદ-વિવાદ કરતી હતી. એની બુદ્ધિ ઘણી તીવ્ર હતી. એક વેળા પોતાની સખીઓ સાથે તપોવનમાં સતીઓનાં દર્શન કરવા તથા તેમની સાથે શાસ્ત્ર-ચર્ચા કરવા ગઈ હતી. પાછા ફરતાં તપોવનની લીલા જોવાનું મન થવાથી આખું તપોવન ફરી ફરીને તેણે જોયું તો ત્યાં એક પર્ણકુટી તેની નજરે પડી. ત્યાં એક અંધ પુરૂષ, એક ડોસી તથા એક કિશોર વયનો તેનો પુત્ર એમ ત્રણ જણાને જોયાં. તે પુત્ર મુનિ વેશે હતો છતાં તેના મુખપર રાજ્યતેજ સ્પષ્ટ દેખાઈ આવતું હતું. અન્ન વસ્ત્ર પૂરાં મળતાં હતાં નહિ તેથી તેઓ શરીરે ઘણાં દુર્બળ હતાં. તે જોઈ સાવિત્રીના કોમળ હૃદયને ઘણું દુઃખ થયું. આજુબાજુ વસ્તા લોકોને પૂછી જોતાં જણાયું કે તે અવંતિ નગરીનો રાજા હતો. તેની અંધ અવસ્થાએ કરી શત્રુઓએ તેને પદભ્રષ્ટ કર્યો હતો, તેથી રાણી તથા પુત્ર સત્યવાન સહિત નાશી આવીને તે અહિં રહ્યો હતો.

ઉપલી હકીકત સાંભળી સાવિત્રીને દયા ઉત્પન્ન થઈ. તેનું પરિણામ એ આવ્યું કે પોતાના મન સાથે સત્યવાનનેજ વરી ચુકી છું એવો તેણે સંકલ્પ કીધો. ઉત્તમ કુળની કુમારિકાના પ્રેમનો અને પુણ્યનો પ્રભાવ એજ છે કે

પારકું દુઃખ સહન નહિ થવાથી પોતાની પણ તેગે આહુતી આપી, તેના દુઃખની ભાગિયણ થવા નિશ્ચય કીધો.

સાવિત્રી ઘેર પાછી ફરી, પણ ચિત્ત તો કુમારમાં જ રમતું મૂકી તે આવી હતી. હમેશની માફક આજ તેનું ચિત્ત નિશ્ચિંત નહોતું, પણ તપોવન તરફ દોડયા કરતું હતું. માતાને એ સ્થિતિ જણાતાં તેણે ચિત્ત એટલું બધું વ્યગ્ર તથા અવ્યવસ્થિત હોવાનું કારણ પૂછ્યું. આ ઉપરથી સાવિત્રીએ તપોવનમાં જેયલા અંધ ડોસા ડોસી તથા તેના પુત્રની સર્વ હકીકત કહી, ને સાથે સાથે તે પુત્રને પોતાના મનથી પોતે વર્યાનો વિચાર પણ નિવેદન કરી દીધો. પણ નિર્ધન તથા કુટુંબહીન સાથે તેને પરણાવવાનું રાણીને ઠીક લાગ્યું નહિ. રાજાએ પણ તેનું મન ફેરવવા મોટો સ્વયંવર રચવાની ધામધુમ કરવા માંડી. પણ સાવિત્રીએ 'હું તો તેને જ પરણીશ' એવો પોતાનો દૃઢ નિશ્ચય જણાવી દીધો તમારે સ્વયંવર કરવો હોય તો ભલે કરો. હું બીજા કોઇને વરવાની નથી, કારણ મારા મનથી મેં સત્યવાનને મારૂં શરીર અર્પણ કીધું છે એટલે હવે બીજાને તે અર્પણ કરવામાં મારૂં પતિવ્રત ભંગ થાય, માટે તે કોઈ કાળે બની શકવાનું નથી. જે પુરૂષને જેતાં તેના પર પતિભાવના થઈ એટલે તે પુરૂષને જ પરણું, ને પરણીશ તો એને જ પરણીશ, નહિ તો કુંવારી રહીશ. પુત્રીનો આવો નિશ્ચય જેઈ માતાએ પણ તેને ઘણી રીતે સમજાવી કે તારૂં શરીર કોમળ છે, તેં કોઈ દિવસ દુઃખ વેઠ્યું નથી, અહિંઆં તારે જે જેઈએ છે તે માગ્યા વિના હાજર થાય છે; પણ તે દુર્બળ રાજપુત્રને પરણવાથી વનમાં વસવું પડશે, કાંટા કાંકરામાં ચાલવું પડશે, ઘાસની શૈયાએ સુવું પડશે, વનફળ ખાવાં પડશે, ને ટાઢ તડકો સેવવો પડશે. એ સર્વ તારા શરીરને ઘણું અઘરૂં પડશે, માટે કોઈ સારા રાજપુત્રને પસંદ કરી તેને પરણીશ તો સુખી થઈશ. સાવિત્રીને સ્વાર્થ નહોતો; તે તો પરમાર્થની જ નજરથી જેઈ રહી હતી. તેની સુખી થવાની ઇચ્છા નહોતી પણ પરણીને પતિને તથા શ્વસર વર્ગને સુખી કરવાની ઇચ્છા હતી. તે આવાં શુષ્ક કારણોથી

પોતાનું મન કેમ ફેરવે ? માતાનાં બધાં કારણો તેના મનને નબળાં લાગ્યાં ને તે પોતાના કરેલા નિશ્ચયમાં ડગી નહિ.

ઉપર પ્રમાણેની માતા પિતા તથા પુત્રી વચ્ચે વાતો થતી હતી તે-વામાં નારદમુનિ ત્યાં આવી પહોંચ્યા. તેની અશ્વપતિએ આગતાસ્વાગતા કરી આસન આપી બેસાડયા. થોડી આડીઅવળી વાતો કરી તેણે સાવિ-ત્રીના વિવાહની વાત છેડી. તેણે કહ્યું, પુત્રીએ પોતે તપોવનમાં જોયલા સત્યવાનને પતિ તરીકે પસંદ કીધો છે માટે તે બાબતમાં તમારો શો અ-ભિપ્રાય છે તે જણાવવા કૃપા કરશો. નારદે વિચાર કરી જોયું તો તેનું આયુષ્ય અલ્પ લાગ્યું. નારદને વિચારમાં પડેલા જોઈ તેણે તે શા વિચારમાં પડી ગયા તે વિષે પૂછ્યું. નારદે ઉત્તર વાળ્યો કે તે રાજપુત્રનું અલ્પ આયુષ્ય છે, તેથી હું વિચારમાં પડયો હતો. રાજાએ આથી સાવિત્રીને બો-લાવી નારદની કહેલી વાતથી તેને વાકેફ કીધી, તોપણ સાવિત્રીએ પોતાનો વિચાર ફેરવવાની ના પાડી કહ્યું કે, મારા ભાગ્યમાં વૈધવ્ય લખ્યું હશે તો કોઈ રીતે તે મિથ્યા થનાર નથી. માટે પરણીશ તો એની સાથે જ પર-ણીશ. સતીનો આવો દ્રઢ નિશ્ચય સાંભળી નારદે વિશેષમાં કહ્યું કે એના આયુષ્યમાં હવે માત્ર એક જ વર્ષ બાકી છે, માટે તારી જીદ મૂકી દઈ કોઈ બીજાને પસંદ કરી તેને વર. આ ઉપરથી સાવિત્રી નમસ્કાર કરી બોલી, મહારાજ ! આપની વાત યથાર્થ છે, પણ હું મારૂં વચન મિથ્યા કરનાર નથી. આપ જાણો છો કે દીધું દાન પાછું લેવાતું નથી, બોલ્યું વચન પાછું ખેંચી લેવાતું નથી, સતી સત્ય મૂકતી નથી, તેજ પ્રમાણે મેં મારૂં મન અને શરીર સત્યવાનને અર્પણ કીધું છે તે પાછું લઈશ નહિ. પુત્રીનો આવો દ્રઢ નિશ્ચય જોઈ અશ્વપતિ ઘણો ખુશી થયો. નારદજીએ પણ તેને તેના ઉત્તમ ગુણને માટે ધન્યવાદ આપ્યો ને પછી પોતે પોતાને સ્થાનકે ગયા.

રાજાએ હવે વધારે વાત છેડી નહિ. પુત્રીની ઉચ્ચ ભાવના જોઈ તેને મનગમતું કરવા દેવાનું યોગ્ય વિચાર્યું. વર્ષ પછી તો વૈધવ્ય પ્રાપ્ત થવાનું જાણ્યા છતાં તેને પરણવા તે તૈયાર થઈ, કારણ કે તેણે સત્યવાનને જોતાં

જ પોતાનો આત્મા તેને અર્પણ કર્યો હતો, ને હવે તેને જ પરણવાનો નિશ્ચય કીધો. ખરૂં પતિવ્રત એ જ છે.

સાવિત્રીને તેની મરજી મુજબ સત્યવાન સાથે પરણાવી અશ્વપતિએ રાજ્યરીતિ મુજબ પહેરામણી આપવા માંડી તે લેવાની સાવિત્રીએ ચોકખી ના પાડી. તેણે કહ્યું કે એ બધા દાદનું હવે મારે કંઈ કામ નથી. મારા સાસરામાં જે રીતિએ રહેવાનું છે તે જ રીતિએ હું રહીશ. એ પ્રમાણે કહી સર્વ પહેરામણીનો અનાદર કરી ઘણી ખુશીની સાથે પોતાના પતિની પર્ણકુટીમાં જવા તૈયાર થઈ. આજે તેને પિતાનો રાજ્યમહેલ છોડ્યાનું જરા પણ દુ:ખ લાગ્યું નહિ, ને માતા પિતાને નમી આશીર્વાદ લઈ તપોવનમાં જવા નીકળી. માતા માલવીએ સાવિત્રીને સાસરે વિદાય કરી ત્યારે શિખામણ આપી કે, પુત્રી તું ડાહી થજે, ક્ષમા, નમ્રતાને તારા શરીરમાં વાસ આપજે, ક્રોધને ધિક્કારી કહાડજે, સાસુ સસરા અપંગ છે તેમની સેવાચાકરી મનથી કરજે. સાસુ સસરા તીર્થરૂપ છે, તેના ચરણમાં જ સર્વ તીર્થ–ક્ષેત્ર સમાયલાં છે. પતિની સાથે પણ એવી રીતે વર્તવું કે કોઈ રીતે તેનું મન તારા પર નાખુશ થાય નહિ. સારી સતીઓનો સમાગમ રાખવો, કોઈપણ ખરાબ વર્તનવાળી સ્ત્રીની પાસે ઊભાં પણ રહેવું નહિ; કારણ તેથી આપણામાં ખાંપણ આવવાનો સંભવ રહે છે. અમારી કીર્ત્તિ વધારવી તારા હાથમાં છે. તારા પિતાનું તથા સસરાનું કુળ દીપાવજે, ને સ્વામી સહિત સુખી રહેજે. એટલું સાવિત્રીને કહી તે તેની સાસુ તરફ વળી, ને કહ્યું કે શૈબ્યા, આ સાવિત્રીને હવે તમારે ખોળે મૂકી છે. એ તમારી પુત્રી થઈ. એનામાં ભૂલચૂક પડે તો તમારે શિક્ષા આપી સુધારવી એ તમારો ધર્મ છે. તમારા રીતરિવાજથી એ અજાણી છે, માટે એને તે શીખવી દેવું એ તમારૂં કામ છે.

સાવિત્રી પોતાના ઇચ્છિત વરને પરણી ઘણી ખુશી થઇને સહુની સાથે સાસરે આવી. એકની એક, લાડકી, જે કોઈપણ દિવસ પગપાળે ચાલેલી નથી, જેણે ટાઢ તડકો જોયલાં નથી, જેને એક છીંક થતાં અને

દાસીઓ ખમા ખમા કહેતી હતી એવી સાવિત્રી આજે તપોવનની પર્ણકુટીમાં આવી રહી છે, ને તેણે તપોવનને શોભતાં વલ્કલ ધારણ કરેલાં છે, ને સાસુ સસરાની આજ્ઞા માથે ચડાવવા તત્પર થઈ રહી છે. ધન્ય છે સાવિત્રી તારી પતિભક્તિને અને ધન્ય છે તારા પતિવ્રતને. જેના પર એક વાર પતિ તરીકે દ્રષ્ટિ ગઈ તેને જ પરણવામાં તેં સુખ માન્યું. સાવિત્રીની હમેશની ટેવ એ હતી કે સહુ પહેલાં ઊઠી પોતાના રહેવાના અવાસને વાળી સાફસુફ કરતી. તેમજ સાસુ સસરા અંધ હોવાથી તેનું કામ પણ પોતે કરતી. તેમને જોઈતી ચીજો વિના વિલંબે હાજર કરી આપતી. સ્વામી ફળ ફુલ કંદ મૂળ જે આણી આપે તેમાંથી સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરતી. આવી રીતનું તેનું ડહાપણ તથા સાસુ સસરાપરની પ્રીતિ જોઈ શૈબ્યા ઘણી વખતે દિલગીર થતી કે ઈશ્વરની ગહનગતિ કોઈથી કળાતી નથી. મારા મનમાં એવા વિચારો થતા કે સત્યવાનને પરણાવી પુત્રવધુને રાજ્યરાણીનું સુખ આપીશું. પરંતુ કેવી ખેદકારક વાત છે કે સર્વ આશાઓ નષ્ટ થઈ. આજે આ તૃણશૈયામાં તે સુકોમળ પુત્રવધુ પહોડે છે, ને એક દાસી તરીકેનું સર્વ કામ હાથે કરે છે. અહો પરમાત્મા ! તારી કળા કોઈ કળી શકતું નથી.

આ પ્રમાણે તેનું બોલવું સાવિત્રીને કાને પડતાં તે કહેવા લાગી કે, સાસુજી મિથ્યા શોચ શા માટે કરો છો ? એથી આપનાં ચક્ષુઓને હેરાનગતી થશે. આપ રાજ્યાસન છોડી વનમાં રહો છો તેથી દુઃખ તો ઘણું થતું હશે, પણ કાળચક્ર કુંભારના ચાકની પેઠે ફરતું રહે છે. આજે ઈશ્વરે એવો વખત આપ્યો છે તો તે સહેવું એ આપણો ધર્મ છે. અસંતોષી થવાથી ઈશ્વરની મરજી વિરૂદ્ધની આપણી વર્તણુક થઈ કહેવાય છે, માટે આપણે ઈશ્વરના દોષમાં આવીએ છીએ. તેથી જે સ્થિતિ તેણે આપી છે તેનાથી જ ખુશી રહીએ તો સારૂં છે. મારે તો રાજ્યની ગાદીમાં ને તૃણની શૈયામાં લેશ માત્રનો ફેર નથી. મારા અંતઃકરણથી હું કહું છું કે આ જંગલમાં પણ આપની યથાર્થ રીતે સેવાચાકરી કરવાનું મારાથી બનશે તો

તેના જેવું સુભાગ્ય હું બીજું કશું ગણુતી નથી, ને તેમાં જ હું ખુશી રહીશ. માટે હવે આપ લેશ માત્ર પણ એ વિષે શોચ કરશો નહિ. પુત્રવધુના મુખનું આવું મધુર ભાષણ સાંભળી શૈબ્યા ઘણી ખુશી થઈ અને તેના ડહાપણ તથા પ્રીતિ ભરેલાં ભક્તિનાં વાકયોથી તેને વારંવાર ધન્યવાદ આપવા લાગી. રંકને ત્યાં રત્ન એ કહેવત ખોટી નહિ. સાવિત્રી ખરેખરી રંકને ત્યાંનું રત્ન જ હતી. નિર્ધનનું ધન હતી, ને અંધની લાકડી હતી.

સાવિત્રી સૌભાગ્યને માટે ઘણાં વ્રત કરતી તેમાં પોતાના શરીરનું તો કોઈ રીતે જતન કરતી જ નહોતી. પોતાના પતિના આયુષ્યમાં હવે માત્ર ચાર દિવસ બાકી રહ્યા જાણી તેણે વટસાવિત્રીનું વ્રત આરંભ્યું. ત્રણ દિવસ સુધી અપવાસ કીધા. ચોથો દિવસ પતિના આયુષ્યનો છેલ્લો દિવસ હતો તે માત્ર સાવિત્રી જ જાણતી હતી, કારણ તેણે બીજા કોઈને એ વાત કરી નહોતી. સસરા સાસુએ સાવિત્રીનું અતિ આકરૂં વ્રત જોઈ પૂછ્યું કે, તમે દેહને કષ્ટ કરી શા માટે આવું વ્રત આદર્યું છે? ત્રણ અપવાસ તો તમે જ કરો. હવે આજે તો વ્રતસમાપ્તિની પૂર્ણાહુતિ છે માટે પારણાં કરો. સાવિત્રીએ વડીલોના મનનું સમાધાન કરી કહ્યું કે, મેં જે વ્રત માંડયું છે તે પૂર્ણ કરીશ ત્યારે જ જમીશ. આપ મારે માટે જે કાળજી રાખો છો તેનો બદલો વાળવા મારામાં શક્તિ નથી. ધ્યુમત્સેને સુખેથી વ્રત પૂરૂં કરવા આજ્ઞા આપી, તથા પ્રભુ તમારા મનોરથ પાર પાડે એવો આશીર્વાદ દીધો. સાવિત્રીએ મધ્યાન્હ પછી હોમ હવન કીધા અને સાસુજી તથા સસરાજીને તેમજ બ્રાહ્મણોને તથા આશ્રમની આસપાસ વસતા સર્વ મુનિઓને પાયે પડીને બે હાથ જોડી ઊભી રહી. ત્યારે સર્વ મુનિઓએ તથા સાસુ સસરાએ તેને અખંડ સૌભાગ્યવતિ, પુત્રવતિ થા એવો આશીર્વાદ આપ્યો. સાવિત્રી આ પ્રમાણે સર્વેનો આશિર્વાદ લેઈ પોતાને કામે વળગી. પણ નારદમુનિનાં વચન આજે તેને ઘણાં યાદ આવતાં હતાં. જેમ વખત જતો હતો તેમ દુઃખનો વખત નજીક આવતો જતો હતો, તેથી સાવિત્રી ઘણું દુઃખ પામવા લાગી. વળી વ્રતમાં જે બાકી હોય તે

ઝટ પૂરૂં કરી જમી લેવા સાસુજીએ આગ્રહ કીધો, ત્યારે સાવિત્રીએ માત્ર એટલો જ ઉત્તર આપ્યો કે, રવિ આથમતાં જમવાનો મારો નિયમ છે, માટે હમણાં મારે જમવું નથી. હવે થોડો સમય છે, માટે મારે સારૂ જરા પણ જીવ ઊંચો રાખશો નહિ. એ પ્રમાણે વાતો ચાલતી હતી તેવામાં સત્યવાન કુહાડો લઈ વનમાં લાકડાં કાપવા જવાને તૈયાર થયો. તે જોઈ સાવિત્રીની ખાતરી થઈ કે આજે એમનો જરૂર કાળ થવાનો વખત છે; નહિ તો કુહાડો લઈ અત્યારે વનમાં જવા શા માટે તૈયાર થાય ? તેથી કરીને તેણે વિચાર્યું કે એમને વનમાં એકલા જવા દેવા નહિ. આથી તેણે પતિ પાસે જઈ નમ્રતાથી કહ્યું કે, સ્વામીનાથ ! આજે મને પણ આપની સાથે તેડી જાઓ એવી મારી વિનંતિ છે. કારણ મારા પિતાનું ઘર છોડે મને વર્ષ થવા આવ્યું પણ આપણું આશ્રમ છોડી મેં બહાર પગ મૂક્યો નથી. આજે વનલીલા જોવાની ઇચ્છા થઈ છે તે જોઈશ પણ ખરી, ને આપને ફળ ફુલ ઉચકી લાવવામાં મદદગાર પણ થઈશ માટે આજ્ઞા હોય તો હું સાથે આવું. સત્યવાનને પોતાને તો કાંઈ હરકત નહોતી પણ માતા પિતાની આજ્ઞા વિના હું તેડી જઈશ નહિ, માટે તેમને હરકત ન હોય ને તે જો હા કહે તો સુખેથી આવો, એમ તેણે કહ્યું. આથી સાવિત્રીએ સાસુ પાસે રજા માગી તો સાસુએ વિચાર્યું કે વરસ દહાડાથી આવી છે તેમાં કોઈ દિવસ કંઈ માગ્યું નથી, ને આજે આ માગવા આવી છે તેને ના કહેવી ઠીક નહિ. આમ વિચારી તેણે જવાની રજા આપી.

સત્યવાન તથા સાવિત્રી ઘણે દૂર વનમાં નીકળી ગયાં. સત્યવાને ફરી ફરીને સાવિત્રીને બધું વન દેખાડ્યું તે જોઈ મ્હોડેથી તો તે ખુશી બતાવતી હતી, પણ તેના મનમાં તો ખટકો લાગી રહ્યો હતો તેથી સત્યવાનને એક તસુ પણ આઘો જવા દેતી નહોતી. સત્યવાને ફળફુલ સમીધ એ સર્વ વીણીને પાત્રમાં ભર્યું, અને તે લાકડાં કાપવા ઝાડપર ચડ્યો. એવામાં એકાએક વેદના થવા માંડી તેથી નીચે ઉતરી આવી તેણે સાવિત્રીને કહ્યું કે, મારા માથામાં કોણ જાણે શી રીતનો દુ:ખાવો થઈ આવ્યો તે સમજાતું

નથી. માથાથી ઊભા પણ રહેવાતું નથી. હવે કેમ કરીશું? સાવિત્રીએ નક્કી જાણ્યું કે પતિના કાળની આ નિશાની છે. પછી એક ઝાડની છાયા નીચે જમીન સાફ કરીને પતિનું માથું ખોળામાં રાખીને તે બેઠી. એટલામાં એક પુરૂષને સાવિત્રીએ જોયો. તેણે રાતાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં, માથે મુગટ હતો, રાતી આંખો હતી, હાથમાં ખડ્ગ હતું. એવા તે માણસને પાડા પર બેસીને નજીક આવતો જતો જોયો, તેથી તે ભય પામવા લાગી. પણ હિંમત ધરીને બેસી રહી. તે પુરૂષ તો સત્યવાન પાસે આવી ઊભો રહ્યો. સાવિત્રી કાંપતી કાંપતી હાથ જોડી પગે લાગીને બોલી, આપ કોણ દેવતા છો? મનુષ્ય તો નથી લાગતા, ને અહિં શા માટે આપને આવવું પડયું તે કૃપા કરી આપ જણાવશો?

યમ રાજાએ સાવિત્રીને જવાબ આપ્યો કે, તું ખરી પતિવ્રતા સ્ત્રી છે, તેથી જ હું તારી સાથે બોલું છું. હું યમ રાજા છું; તારા પતિ સત્યવાનનું આવી રહ્યું છે તેના પ્રાણ લેવા આવ્યો છું. આથી સાવિત્રીએ પ્રશ્ન કીધો કે સર્વ મનુષ્યના પ્રાણ લેવા આપના દૂત આવે છે, ને આજે આપ જાતે કેમ પધાર્યા છો? સત્યવાન ઘણો સારો ધાર્મિક પુરૂષ છે, ને વળી તારા જેવી પતિવ્રતા સ્ત્રી તેની પાસે છે તેથી કરીને દૂતને ન મોકલતાં જાતે આવવાનું મને ઠીક લાગ્યાથી હું પોતે આવ્યો છું. એમ કહી સત્યવાનના પ્રાણ લઈ યમરાજ ચાલતા થયા.

પતિવ્રતા સાવિત્રીએ પતિને પ્રાણ રહિત જોયાથી તે ઘણું દુઃખ પામી અને યમની પાછળ પાછળ ચાલવા લાગી. યમે પાછળ ફરી જોયું તો સાવિત્રીને પોતાની પાછળ આવતી જોઈ. એટલે તેણે સ્વામીની ઉત્તરક્રિયા કરવા તથા નકામા પગ નહિ દુઃખાવવાનું કહી પાછા ફરવા સમજાવી. સાવિત્રીએ આ સાંભળી પોતાનો નિશ્ચય જણાવ્યો કે મારા સ્વામી જ્યાં જશે ત્યાં હું જઈશ. સ્વામી સાથે જ રહેવું એ નારીનો ધર્મ છે તે હું જાણું છું, માટે હું તો સાથે જ આવીશ. સાવિત્રીનું પતિવ્રત જોઈ યમરાયે પ્રસન્ન થઈ એક સત્યવાનના પ્રાણ સિવાય વરદાન માગવા કહ્યું.

એટલે તેણે મારા સમરાંગણે રાજ્ય ખોયું છે તે તેમને પાછું મળે એવો વર માગ્યો. યમે તેને તેનું રાજ્ય પાછું મળશે કહી પોતાનો રસ્તો લીધો. તોપણ સાવિત્રી પાછી ઘર તરફ વળી નહિ ને યમની પાછળ પાછળ જવા લાગી. તે જોઈ યમે તું થાકી જઈશ માટે હવે તું ઘેર પાછી વળ એમ કહ્યું. તે ઉપરથી સાવિત્રીએ નિડરપણે જવાબ દીધો કે, મને શ્રમ કેવો ને થાક કેવો? સ્ત્રીને સ્વામી સાથે રહેવામાં કશો થાક લાગે જ નહિ. તેથી કરી મારા સ્વામી જ્યાં જશે તે તરફ મારી ગતિ રહેશે. તમે એને જ્યાં લઈ જશો ત્યાં હું જરૂરી આવીશ. કારણ સ્વામીથી વિખુટાં રહેવાનો સ્ત્રીનો ધર્મ નથી. વળી એક વાર સત્સંગ થાય તો તેની સંગતનું ફળ મળ્યા વિના રહેતું નથી. તેટલા માટે સર્વ સારા માણસનો સંબંધ ગ્રહણ કરે છે. એટલા માટે જ મેં આપનો સંગ ગ્રહણ કીધો છે. આ સાંભળી યમે વળી કહ્યું કે તારી બોલવાની છટા અને ચાતુરી જોઈ હું ઘણો ખુશી થયો છું માટે સત્યવાનનાં પ્રાણ સિવાય બીજું કોઈ વરદાન માગ. આ ઉપરથી સાવિત્રીએ પોતાના શ્વસુર અંધ હતા તે દેખતા થાય એવો વર માગ્યો. તેથી તેનો અંધાપો દૂર થવાનું યમે વચન આપ્યું. આટલું થયું છતાં પણ સાવિત્રી યમની પાછળ પાછળ ચાલી જતી હતી. ત્યારે યમે તેને આટલો શ્રમ લઈ આવવાનું કારણ ફરી પૂછ્યું. સાવિત્રીએ જવાબ આપ્યો કે આપે આપના નિયમથી આખું જગત્ રાખ્યું છે. ગતિ પણ આપ આપો છો તેથી જ આપે યમ નામ ધારણ કર્યું છે. મનુષ્યમાં કોઈ જાતની શક્તિ નથી તેથી મારામાં પણ નથી, પણ આપની કૃપાએ કરીને જ હું મારા સ્વામી સાથે આવી શકીશ. આ સાંભળી યમ વધારે ખુશી થયા. તેણે કહ્યું કે સતીની વાણી કેવી મધુરી છે! તૃષાતુરને જેમ પાણી પ્રિય છે તેમ સાવિત્રી તારી વાણી છે. માટે તારા પતિના જીવન સિવાયનું જે વર માગીશ તે હું આપીશ. આમ કહી તેને ત્રીજું વરદાન માગવા કહ્યું. આ ઉપરથી સાવિત્રીએ પોતાના પિતાને પુત્ર નહિ હોવાથી તેને સો પુત્રો થાય એવું માગ્યું. યમે તેના માગવા પ્રમાણે થશે એવું કહી તેને હવે પાછી ફરવા કહ્યું. હવે તારી ઇચ્છા પૂરી થઈ છે,

માટે તું વધારે હઠીલી નહિ થા ને પાછી વળ; તું હવે ઘણી દૂર આવી છે, માટે પાછી ફર. સાવિત્રીએ ધીરે રહીને કહ્યું કે મારી પાસે તો મારા સ્વામી છે, તો હું કોનાથી દૂર આવી છું તે સમજતી નથી; હું તો પાસે જ છું. તે આ પ્રમાણે બોલી ચાલતી જતી હતી અને યમ જોડે વાત કરતી જતી હતી. તેણે કહ્યું, તમે વૈવસ્વત કહેવાઓ છો, ને આપના પિતા વિવસ્વત છે. આપને ત્યાં ધર્મ પ્રજા સહુ સરખી રીતે રહે છે, તેથી ધર્મ-રાજાપણું આપનું કહેવાય છે. પોતાની જાતનો ભરોસો હોતો નથી તેવો સજ્જનોનો ભરોસો હોય છે, તેથી સજ્જન પાસે માગવાનું મન થાય છે. સાવિત્રીનાં એવાં વચન સાંભળી યમરાજા બોલ્યા કે તું જે વચનો વદે છે તે એવાં છે કે મેં તેવાં કોઈ સ્ત્રીને મુખે સાંભળ્યાં નથી, માટે તારા ઉપર હું તુષ્ટમાન થયો છું, તેથી કરીને એક સત્યવાનના જીવન સિવાય બીજું હરકોઈ વરદાન માગવા તને કહું છું. આથી સાવિત્રીએ યુક્તિસર વર માગ્યો. તે એ હતો કે આપ જ્યારે કૃપાળુ થયા છો ત્યારે સત્યવાનથી મને સો પુત્રો થાય એવું વરદાન આપો. યમે તથાસ્તુ કહી તેને બહુ પરાક્રમી અને વીર્યવાન સો પુત્રો થશે, એમ કહ્યું. આ પછી યમે તેને પરિશ્રમ છોડી પોતાને રસ્તે પડવાનું કહ્યું. તે ઉપરથી સાવિત્રી બોલી કે, ધર્મની રીતિ પ્રમાણે સદાકાળ સંત લોકો ચાલે છે. સંત કોઈને દુઃખ દેતા પણ નથી, ને દુઃખ નજરે જોઈ શકતા પણ નથી. મને તમારો સમાગમ નિષ્ફળ છે જ નહિ, ને તેમાં મને પરિશ્રમ પડતો એ નથી. આવી રીતના વાક્ચાતુર્યથી યમ-રાજા વધારે ને વધારે પ્રસન્ન થતા ગયા ને તેને ફરી એક વાર વર માગવા કહ્યું. આ વખતે તેણે માત્ર સત્યવાનના જીવન સિવાય વર માગવા કહ્યું નહોતું તેથી સાવિત્રીએ કહ્યું કે જેવી રીતે બીજાં વરદાન આપ્યાં તેવી રીતે આ વખતે મારા પ્રાણનાથનું જીવન માગું છું, માટે તેને સજીવન કરો. તેના વિના હું મૃત્યુ સમાન છું. તમે જે સુખ આપો છો તે બધાં સ્વામી વિના નકામાં છે. સ્વામી વિના સ્વર્ગનું સુખ પણ નકામું છે. તમે મને સો પુત્રનું વરદાન આપ્યું, ને મારા સ્વામીને તો લઈ જાઓ છો તો હું નથી

સમજતી કે તમારૂં વચન સત્ય શી રીતે થઈ શકશે. માટે આપનું તે વચન સફળ થવા સત્યવાનને સજીવન કરવો જોઈએ. સાવિત્રીની વર માગવાની ચતુરાઈ જોઈ યમરાજાએ સત્યવાનને સજીવન કરવાનું કબુલ કર્યું, ને વિશેષમાં તેને કહ્યું કે હે પતિવ્રતા સ્ત્રી સાવિત્રી, તારા પતિને મેં હવે છોડી દીધો છે, તેને તું હવે સંભાળી લે. એટલુંજ નહિ પણ તેનું આયુષ્ય ચૌદસેં વર્ષનું મેં કીધું છે, તેના શરીરમાં કોઈ રોગ ઉત્પન્ન થશે નહિ. એવું કહી યમરાજા ચાલ્યા ગયા.

સતી સાવિત્રીના પતિવ્રતનો કેવો પ્રભાવ કે મૃત્યુ પામેલા સત્યવાનને પણ તે સજીવન કરી શકી? સાવિત્રીએ પાછાં આવીને જોયું તો સ્વામી શબવત્ પડેલો છે. તેનું મસ્તક ખોળામાં લેઈને બેઠી કે તેની સાથે જ સત્યવાનના શરીરમાં પ્રાણ આવ્યા, ને પોતાની પત્નીના મુખ સામું આંખ ઉઘાડી ટગર ટગર જોવા લાગ્યો. તે બોલ્યો, હે પ્રિયા, મને ઘણી વાર સુધી ઉંઘ આવી. હવે મને જરા ઠીક છે. પરંતુ તારો ખોળો દુઃખવા આવ્યો હશે. મને ઉઠાડયો કેમ નહિ? પેલો શ્યામ શરીરવાળો માણસ ક્યાં ગયો? તે મને ખેંચતો હતો. એ પ્રમાણે તુટક શબ્દોથી તેણે બોલવું શરૂ કર્યું. સાવિત્રીએ તે યમરાજા હતા, ને આપ મારા ખોળામાં ઘણો વખત થયાં સુતા હતા તેથી તે પાછા ગયા એવું કહી તેના મનનું સમાધાન કીધું. તે બોલી હવે આપથી ઊઠાય એવું હોય તો ઊઠો, કારણ રાત્રિ ઘણી ગઈ છે, ઘેર માતા પિતા ચિંતા કરતાં બેઠાં હશે. સત્યવાન આળસ મરડતો બેઠો થઈ ચારે બાજુએ જોઈ કહેવા લાગ્યો કે આજે તારી સાથે ફળ ફુલ લેવા નીકળ્યો ત્યાં માથામાં વેદના એવી થઈ કે મારાથી તે ખમી શકાયું નહિ. તેથી તારા ખોળામાં સુતો. જરા સુખ વળવાથી નિદ્રા આવી ગઈ. પણ તેમાં મને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં મને કોઈ તેજસ્વી પુરૂષ ખેંચી જતો હોય એવું લાગ્યું, એ તે સ્વપ્ન કે સાચું તે તું જાણતી હોય તો કહે. કારણ તે મારી આંખ આગળ તર્યાં કરે છે.

સાવિત્રીને બધી હકીકત તેજ વખતે કહેવી દરસ્ત નહિ જણાયાથી

તેણે તેને કહ્યું કે રાત્રિ ઘણી ગઈ છે એટલે આપણે એકદમ આશ્રમમાં જવું જોઈએ. કારણ કે માતા પિતા વાટ જોતાં હશે. રાત્રિનો અંધકાર વ્યાપી રહ્યો છે. સૂર્યનારાયણ પોતાનો અમલ ઊતારી ચાલ્યા ગયા છે. ભયંકર જાનવરોના સ્વર સંભળાય છે, ને મારા શરીરમાં કંપારી છૂટે છે, માટે આશ્રમે ગયા પછી કાલે તમને બધી હકીકત કહી સંભળાવીશ. સત્યવાનને રાત્રિ ઘોર અંધારી હોવાને લીધે માર્ગ શી રીતે સૂઝશે તેની ફીકર થઈ, પણ સાવિત્રીએ ત્યાં બળતો દવ દેખાતો હતો તેમાંથી થોડા દેવતા લઈ સમીધ સળગાવી તેના પ્રકાશથી રસ્તો શોધી ચાલવાનો ઉપાય સૂચવ્યો. તોપણ સત્યવાનની ઘર તરફ પાછા ફરવાની હિમ્મત ચાલી નહિ, તેથી સાવિત્રીએ તેને અસુખ જણાતું હોય તો રાત્રિ ત્યાંજ ગાળવા, ને સવારે આશ્રમે જવા કહ્યું. પણ સત્યવાનના શરીરમાં ધીમે ધીમે તેજી આવતી જતી હતી તેથી તેણે રાત ત્યાં રહેવાની ના કહી, ને કહ્યું કે હવે મારા શરીરમાં ઊઠવાની તથા ચાલવાની તાકાત આવી છે. વળી માતા પિતાને જઈને મળીશ એટલે મને વધારે સુખ થશે મારે માટે તે ઘણાં અધીરાં થયાં હશે. તેમણે મને કોઈ દિવસ તેમની નજરથી આઘો ખસવા દીધો નથી, ને દેતાં પણ નથી. એમ કરતાં કદાપિ હું બહાર જાઉં છું ને મને ઘરે પાછા ફરતાં વહેલું મોડું થાય છે તો તરત મારાં માતુશ્રી મને ખોળવાને બહાર નીકળી પડે છે. તેથી કરીને આપણે અહિં રહીએ તો તે રાત્રિ કેવી રીતે ગાળે? મને મારી જાત કરતા મારાં માતા પિતાની ફીકર વધારે છે, કારણ તે અંધ છે. એટલે આશ્રમવાસીઓને પૂછી પૂછીને પોતાનું મન વ્યાકુળ કરતાં હશે. ને મારા પિતા તરફડી મરશે તો હું શું કરીશ? મારૂં જીવિત તેમની પાછળ છે, તેમનો હું [illegible] છું. એ પ્રમાણે સત્યવાને મનનો ઊભરો કહાડી રૂદન કરવા માંડ્યું. સાવિત્રી પોતાના પતિને ઘણો વ્યાકુળ થયલો જોઈ તેનાં આસુ લુછવા તથા તેને ધીરજ આપવા લાગી; અને વિશેષમાં તેણે કહ્યું કે મેં જો કોઈ દિવસ અસત્ય ભાષણ કીધું ન હોય, મારી સારી રહેણી કરણી હોય, મેં વ્રત, તપ,

હોમ વગેરે કાંઈ કીધું હોય તો મારા સત્યના પ્રતાપે કરી સસરાજી જીવતા હોજો તથા તેમનો વાંકો વાળ પણ થશો ના, અને રાત્રિ અજવાળી થજો. તે ઉત્સાહમાં ને ઉત્સાહમાં ઊઠી ને પોતાના સ્વામીનો હાથ પકડી તથા ફળ ફુલ તો સવારે આવીને લઈ જઈશું પણ કુહાડીનું વખતે કામ પડે માટે તે લઈ લઈએ એમ કહીને તેને પણ ઊઠાડયો. પછી તેણે સ્વામીનો હાથ પોતાના ખભા ઉપર રાખ્યો અને પોતાના સ્વામીને ચાલતાં જરા પણ શ્રમ ન પડે એવી રીતે પોતાના અંગ ઉપર બધો ભાર ઝીલી તે બન્ને ઘર તરફ ચાલતાં થયાં, ને સતીના પ્રતાપે જલદી માતા પિતાની સેવામાં હાજર થયાં.

સત્યવાન તથા સાવિત્રી વનમાં હતાં તે વખતે સાવિત્રીએ પોતાના શ્વસુરનો અંધાપો દૂર થવા યમ પાસે વર માગ્યા પછી તેના સસરા ધ્યુમત્સેનનો અંધાપો દૂર થયો હતો. તેથી તે સર્વ વસ્તુને જોવા લાગ્યો હતો. એટલે બધાં મળીને બધાં આશ્રમો ફરી સત્યવાનની શોધ કરતાં હતાં. માતા પિતા બન્ને આખું તપોવન શોધી વળ્યાં, પણ કોઈ ઠેકાણે પત્તો લાગ્યો નહિ. એટલે બધા વૃદ્ધ પુરૂષોની મંડળી એકઠી થઈ બેઠી હતી તથા તે કયાં ગયો હશે અને તેને શું થયું હશે, કેમ હજી સુધી ઘેર નહિ આવ્યો હોય, વગેરે વિચારવમળમાં પડી હતી. મંડળીમાંના કેટલાએક વિનોદ લેતા હોય તેમ જુદા જુદા વિષય ઉપર વાતો ચલાવવા માંડી, પણ રાજા રાણીના મનમાંથી પુત્ર અને વધુના વિલંબનો વિચાર આઘો ખસ્યો નહોતો. એટલામાં એક મુનિએ કહ્યું કે સતી સાવિત્રી ઘણું તપ કરે છે ને દેહ કષ્ટે છે તથા સદાચરણમાં ચાલનારી સ્ત્રી છે માટે તમારે પુત્ર તરફની ચિંતા કરવી નહિ. ભારદ્વાજ ઋષિએ કહ્યું કે તમારી પુત્રવધુ તાપસી છે, તથા પોતાનું વ્રત પૂર્ણ કરી પતિ સાથે વનમાં ગઈ છે તેથી તમારા પુત્રને ઊની આંચ આવવાની નથી, તથા કોઈપણ તરેહની હરકત નડવાની નથી. મુનિઓ આ પ્રમાણે વાત કરી રાજારાણીનું ચિત્ત વાતમાં ખેંચતા હતા એટલામાં સત્યવાન તથા સાવિત્રી ત્યાં આવી પહોંચ્યાં.

રાજા રાણી પુત્રને જોઈ ઘણાં હર્ષિત થયાં, ને શૈબ્યાએ તો તેમનાં

ઓવારણાં લીધાં, ને ઋષિ મંડળ પણ ઘણું ખુશી થયું. ધ્યુમત્સેને સત્યવાનને મોડું થવાનું કારણ પૂછયું ત્યારે તેણે તો પોતાને જેટલી ખબર હતી તે કહી. તેણે કહ્યું કે આપની આજ્ઞા લઈ અમે બન્ને વનમાં ગયાં ત્યાં કાષ્ટ કાપતાં મારા માથામાં એકાએક દુઃખાવો થઈ આવ્યો તેથી હું સુઈ ગયો. મને નિદ્રા એવી ગાઢ આવી કે તેવી ઉંઘ કોઈ દિવસ આવેલી હોય એવું મને સાંભરતું નથી તેથી કરીને મોડું થયું. આ સિવાય બીજું કારણ નથી, માટે તમે નિશ્ચિંત રહો. આટલું બોલી સત્યવાન બોલતો બંધ થયો. ત્યારે ગૌતમ ઋષિએ પ્રશ્ન કીધો કે રાજાજી આંખે દેખી શકતા નહોતા તેની એકાએક આંખ સારી થઈ ને તે બધું હવે જોઈ શકે છે તેનું કાંઈપણ ગુહ્ય કારણ હશે ને તે સાવિત્રી જાણતી હશે. એમ કહી તે ઋષિ મંડળને જણાવવાની આજ્ઞા કીધી. સાવિત્રીએ સવિસ્તર હકીકત ટુંકાણમાં કહેતાં કહ્યું કે, મને સત્યવાન સાથે પરણાવવાની નારદે ના કહી હતી, ને તેના કારણમાં સત્યવાનનું આયુષ્ય અલ્પ છે એમ જણાવ્યું હતું. તેમનું આયુષ્ય આજે પૂરું થતું હતું, તેથી જ મેં તેમને વનમાં એકલા જવા દીધા નહોતા ને હું સાથે ગઈ હતી. ત્યાં મારા પતિનું મસ્તક મારા ખોળામાં રાખી હું બેઠી હતી તેવામાં યમરાજાએ જાતે આવી તેમનો પ્રાણ હરણ કીધો, ને તે લઈને ચાલ્યા. હું પણ તેમની સાથે સાથે ગઈ. રસ્તામાં તેમની મેં ઘણી સ્તુતિ કીધી એટલે તે મારા પર પ્રસન્ન થયા ને મને વર માગવાનું કહેવાથી મેં પાંચ વરદાન માગ્યાં. તેમાંનાં બે શ્વસુરજીના સંબંધમાં હતાં. તે એ કે તેમની આંખ સાજી થાય ને તેમનું ગયેલું રાજ્ય તેમને પાછું મળે. ત્રીજું મારા પિતાને પુત્ર નહિ હોવાથી તેને સો પુત્ર થવા સંબંધીનું હતું, ને ચોથું મને પુત્ર થવા સંબંધીનુ ને પાંચમું મારા સ્વામીના જીવનનું હતું. તે બધાં વરદાનો આપીને સત્યવાનનું ચારસેં વર્ષનું આયુષ્ય થયું છે, તથા તેમને હવે કોઈ જાતનો વ્યાધિ થશે નહિ, એવું કહી યમ ચાલ્યા ગયા. મેં જે દેહ કષ્ટી હતી તથા વ્રત કીધું હતું તે સફળ થયું. મારું વ્રત મારા કંથને માટે જ હતું. તે આપ જેવા મહર્ષિના પ્રતાપે પુરૂં થયું, નહિ તો મારું ગજું શું ? આવાં

સતીના મુખમાંથી નીકળતાં સુવાક્યો સાંભળી, તેના સુશીલ લક્ષણોના અનુભવથી તેને બધા આશ્રમવાસીઓ ધન્યવાદ આપવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે, હે સતી ! તું ખરી પતિવ્રતા સ્ત્રી છે. તારે લીધે આ રાજાજીનું ડુબતું કુળ તાર્યું છે, તેમજ તારે લીધે તારા પિતાનું કુળ પણ તર્યું છે. ધન્ય છે તારી ધીરજને કે તું જાતે આવા સંકટમાં પડીને રહી, ને આખરે તારા સત્યના પ્રતાપે તેં તારા પતિને સજીવન કરી તેની આયુષ્યની દોરી લંબાવી. આ પછી સર્વે પોતપોતાને સ્થાનકે ગયા, ને બીજે દિવસે પોતાનું નિત્યકર્મ આટોપી લઈ સર્વ એકઠા મળી સાવિત્રીનું જ યશોગાન ગાવા લાગ્યા, છતાં કોઈને તૃપ્તિ થતી નહોતી. એટલામાં શાલ્વ દેશથી પ્રજાના મુખ્ય માણસોએ આવી રાજાજીને ખબર આપી કે દુશ્મનોને મંત્રીએ હરાવી હાંકી કાઢ્યા છે. આપના પર અમારૂં મન ચોંટેલું છે, ને અમે તો આપને જ અમારા ધણી ગણીએ છીએ; માટે આપે પધારી રાજ્ય સંભાળી લેવા અમારી વિનંતિ છે. અમે તે માટે જ આપને તેડવા આવ્યા છીએ. આ ચતુરંગિણી સૈન્ય તૈયાર છે તે લઈ આપ રાજ્યનગર પધારો તો એના સિવાય બીજી અમને ખુશાલી નથી ને વળી અમારા ઉપર ઉપકાર થશે.

પછી ધ્યુમત્સેન સર્વે ઋષિઓને નમન કરી તથા તેમનો શુભ આશીર્વાદ લેઈ તેમની આજ્ઞાથી પોતાના દેશમાં આવી પહોંચ્યા. સાવિત્રીના હર્ષનો પણ પાર રહ્યો નહિ. થોડો વખત વીત્યો નહિ એટલામાં સાવિત્રીને પુત્ર થયો. તે સુખચેનમાં દિવસ ગાળવા લાગ્યાં, તેવામાં પોતાના પિતાને ત્યાંથી ખબર મળ્યા કે અશ્વપતિને ત્યાં પણ પુત્રો થયા હતા. આ ખબર સાંભળી સાવિત્રી ઘણો સંતોષ પામી.

સતી સાવિત્રીએ, ઉપર તેને વિષે જે કથા કહી છે તેવું પતિવ્રત પાળી બે કુળને તાર્યાં, એટલું જ નહિ પણ મરણ પામેલા પોતાના પતિને સજીવન કીધો. એ બધો પ્રતાપ પોતાના ગુણનો જ હતો. તેથી તેની કીર્તિ દેશવિદેશ પ્રસરી રહી છે. સતીના વ્રતને ચોથે દિવસે સત્યવાનનું આયુષ્ય પૂરૂં થવાનું હતું તે દિવસ જેઠ સુદી ૧૪ નો હતો. આજે પણ તે સાવિત્રીવ્રત સ્ત્રીઓ

પોતાનું સૌભાગ્યનું ખાસ વ્રત તરીકે ગણે છે, ને તેને વડસાવિત્રાવ્રત કહે છે. કેટલીક જગ્યાએ એવો રિવાજ છે કે વરકન્યા પરણી રહ્યા પછી એ દિવસે વડસાવિત્રી પૂજવા જાય છે, ને ત્યાં કન્યાના માથાનો મોડ તથા ગળામાંનો ખારેકનો હાર તે વડની ડાળે ભેરવીને મૂકે છે. ધન્ય છે સતી સાવિત્રીને કે હજી સુધી પણ તેનો મહિમા લોકો માને છે, ને તે પ્રમાણે વર્તે છે.

વાંચનારી બહેનો! ચાલો આપણે પણ આ પતિવ્રતા સ્ત્રીના ગુણનું યશોગાન કરી કૃતાર્થ થઈએ.

## ગરબો.

### (આસો માસો શરદ પુનમની રાત્ય જો—એ રાગ.)

સૈયર મારી ગરબે રમવા આવો જો, પૂર્ણ કળાએ ચંદ્ર ખીલ્યો આ ચોકમાં;
એણે કીધું જગત બધે અજવાળું જો, તેણેને લીપ્યું રે રૂડું આંગણું.
પુનમકેરા ગરબા શોભે સારા જો, રમવાને સરખી રે રૂડી રાતડી;
ફુલ ખીલ્યાં ચોપાસ સુવાસ જ આપે જો, તમ સરીખી આ ખીલી છે સાહેલડી.
હર્ષ ઘણો છે એને હૈયા માંહ જો, આપણને હરતાં ને ફરતાં નીરખી;
ગાઈએ આજે સાવિત્રીનું વૃત્ત જો, સ્વામીના હિત માટે કરવું જેહ રે.
નારદનાં વચનો સતીએ નવ માન્યાં જો, સત્યવાનને પરણી આખર તેહ રે;
તજ્યું પીયરનું સુખ સતીએ આજ જો, દુર્બલ પતિની સાથે પરણી જાય છે.
મન કર્મે અર્પ્યું જેને નિજ તન જો, કેમ તે કો કાળે કરી મિથ્યા થાય જો;
સાસુજીને પડતી નિત્યે પાય જો, અંધ શ્વસુરની સેવા કરતી હોંસથી.
સજતી નિત્યે શીયળતણા શણગાર જો, સ્વામીચર્ણે પાથરતી તે પ્રાણને;
અંતર સાલે ઊંડો ચટકો એક જો, સત્યવાનનું આયુષ્ય હતું અલ્પ જે.
નિશ્ચય કીધો વૃત્ત આચરવા કાજ જો, કીધા ત્રણ ઉપવાસ ન ફળ જળ કાંઈ રે;
રહ્યો પતિના કાળતણો દિન એક જો, ઝાળ ઉઠી છે સાવિત્રીને મનમાં.
ઘડી ન ચૂકે ધ્યાન વૃત્તમાં લીન જો, કઠિણપણેથી પાળ્યો નિયમ સર્વ રે;
સાસુ કહે વહુ રૂડું ત્હારૂં વ્રત જો, ધન્ય તને છે સાવિત્રી સુજાણ રે.

કરો સમાપ્તિ આજે માગું એજ જો, જોઉં હવે રવિ આથમવાની વાટ રે;
સત્યવાન આવ્યા માતાની પાસ જો, આપો આજ્ઞા કાષ્ટ કાપવાની મને.
સાવિત્રી જવાને તત્પર થાય જો, લીજે સ્વામી દાસીને સંગાથ રે;
કોડ થયો છે વનલીલા જોવાનો જો, સાસુજી માગું છું આજ્ઞા હુંય રે.
ચાલ્યાં પતિ ને પત્ની વનમાંહ જો, વનવાટિકા દેખાડે પતિ પ્રીતથી;
મુખથી દેખાડે છે હર્ષ અપાર જો, નારદની વાણીએ અંતર ધીકતું.
કીધા વૃક્ષડાળીને બે ત્રણ ઘાય જો, થઈ વેદના મસ્તક માહે અપાર જો;
સ્વામી મસ્તક લઇને ખોળા માંહ જો, બેઠી સાવિત્રી વડવૃક્ષને છાંયડે.
મહિષ ચડીને આવ્યા છે યમરાય જો, લઈ જાવા છે સત્યવાનના પ્રાણને;
ચતુરપણેથી ચૂકાવ્યા છે નેટ જો, શ્વસુરના નેત્રોનું જાયે દુઃખરે.
મેળવિયું સસરાનું ગયલું રાજ્ય જો, માતાને સો પુત્રો માગ્યા મુખથી;
મને પણ સો પુત્રો બળિયા થાય જો, જા, માગ્યા વર આપું હું રાજી રહો.
અર્ધરાત્રિએ તે તો આશ્રમ આવ્યાં જો, ભાંગ્યા સસરા સાસુના સંદેહને;
વધાવી લીધી પુત્ર વધુની જોડ જો, ધન્ય ધન્ય કહે આશ્રમવાસી સર્વ રે.



## ગીતિ.

પવિત્ર સતીઓ કેરાં, પ્રભાત માંહે સ્મરણ કરો પ્રીતે,
ચરિત્ર હૃદયે રાખો, ગુણિયલ સતીમાં પ્રસન્ન થઈ નિત્યે.



# પ્રકરણ ૬ ઠું.

## સતીઓના ચરિત્રની સરખામણી
### તથા
## તે ઉપરથી સ્ત્રીઓએ લેવાનો બોધ.

આગલાં પ્રકરણોમાં જે પાંચ સતીઓનાં જન્મવૃત્તાંત વાંચી ગયા તે દરેકમાં પણ દરેક સતીની સરખામણી વિષે થોડો ઘણો ઇસારો કર્યો છે. કેમકે તે દરેકના ચરિત્રમાં થોડો થોડો ફેર છે. સીતાએ દુઃખ વેઠ્યું છે તે ઘણું શોકમય છે, કારણ તેનું ચરિત્ર જોતાં જણાઈ આવે છે કે સ્વામીને ત્યાં ગયા પછીથી તે ધરતીમાં પાછા સમાતાં સુધી તેને સ્વામી સાથે સુખથી રહેવાનો વખત આવ્યો નહોતો. સીતા ખરી પતિવ્રતા સ્ત્રી હતી, ને તેની ખાતરી માટે તે અગ્નિમાં પેઠી ને જેવી ને તેવી પાછી બહાર નીકળીને પોતાની શુદ્ધતા તેણે સાબીત કરી આપી હતી. એના પતિવ્રતના પ્રભાવે કરીને તથા પોતે સતી હતી તેથી તેના શાપે કરી રાવણના કુળનું નિકંદન થયું હતું. સ્વામીને વનવાસ જવાનું થયું ત્યારે તે માત્ર સોળ વર્ષની જુવાન બાલિકા હતી, છતાં સ્વામી સાથે જવા તૈયાર થઈ ને વનમાં દુઃખ પડ્યું તેથી તે જરાપણ ડગી નહિ. સ્વામીસેવા એનું સર્વોત્તમ ધોરણ હતું. માથે દુઃખ સરજીત હશે તેથી અથવા તો અસંતોષી સ્વભાવે કરી માથે દુઃખ આવી પડ્યું ને દુષ્ટ રાવણના પંજામાં તે સપડાઈ. એ તેની નાદાન બુદ્ધિને લીધે થયું હોય કે પછી તેને ભાવિએ ભૂલાવી હોય એ કહી શકાય નહિ. કારણ એવી પવિત્ર સતી મિથ્યા શોભાને માટે–એક નવાઈની કાંચળી માટે-પોતાના પતિને અવકીા વચનો કહે નહિ છતાં સીતાએ રામને ઘણાં

મહેણાં માર્યાં હતાં. તેને સમજાવ્યા છતાં તે સમજી નહિ ત્યારે રામે આખરે કંટાળીને હરણ મારવા જવાનું કબુલ કીધું હતું. રામના ગયા પછી પાછળથી મૃગનો પ્રપંચી સાદ સીતાએ સાંભળવાથી તેણે લક્ષ્મણ સાથે ઘણી જીદ કરીને તેને પણ રામની સહાયતાએ મોકલ્યા. તે વખતે પણ દિયરને તેણે ઘણાં મહેણાં માર્યાં હતાં. જે દિયર પોતાની માતા, સ્ત્રી, તથા ટૂંકામાં કહીએ તો પોતાનો સુખમય આશ્રમ છોડી માત્ર વડીલ ભાઈ તથા ભોજાઈની સેવા બજાવવા ખાતર જ વનવાસનું કષ્ટ માથે હોરી સાથે આવ્યા હતા તેને પણ ન કહેવાના શબ્દો કહ્યા હતા. એ બધું શું કહી આપે છે? તેનું નશીબજ ફર્યું હતું, નહિ તો એવા કઠિન શબ્દો શું કરવા કહેત? અલબત્ત તે એણે સારૂં કર્યું નહોતું. સીતા સ્વભાવે ઘણી નરમ હતી કેમકે તે ઘડી ઘડીમાં પોતાનું દુઃખ ઓછું કરવાને રોયાં કરતી હતી. તેને પાછળથી પોતાની ભૂલ જણાઈ હતી. રાવણને ત્યાં પણ તેણે સ્વામીના નામ સિવાય બીજા કોઈનો જપ કીધો નહોતો, ને એક વાર તો સ્વામીના વિયોગને લીધે ગળે ફાંસો ખાઈ મરવા તત્પર થઈ હતી. રાવણના હાથમાંથી છૂટ્યા પછી પણ તેને રામનો વિયોગ થયો હતો. એટલે એના જન્મારાનો મોટો ભાગ પતિવિયોગમાં જ ગયો હતો, છતાં પતિ તરફ તેને અભાવો થયો નહોતો. પતિની આજ્ઞા પ્રમાણે વર્તવું એ જ તેનો નિયમ હતો, ને તે પ્રમાણે જ હમેશાં વર્તી હતી; ને તેથીજ અંતે તે સુખી થઈ હતી ને યશ મેળવી જગતમાં નામ અમર મૂકતી ગઈ છે. માટે સર્વ સ્ત્રીઓએ એનો દાખલો લઈ પતિસેવા, પતિની આજ્ઞા તથા પતિ એ જ પરમેશ્વર એમ માની વર્તવું જોઈએ. કારણ તેથી જ સીતાની માફક કલ્યાણ થાય છે. તેને દુઃખ પડયું હતું છતાં તેણે ધૈર્ય રાખ્યું હતું.

દ્રૌપદી પણ પતિવ્રત પાળવામાં સીતાથી કોઈ દરજ્જે ઉતરે એમ નથી. તેણે પણ સીતા પેઠે વનવાસ વેઠ્યું હતું. સીતા જેમ ધનુષ્ય ઉપાડનારને વરી હતી તેમ દ્રૌપદી પણ મચ્છવેધ કરનાર અર્જુનને વરી હતી. આટલે દરજ્જે તેમની સમાનતા હતી. અર્જુને મચ્છવેધ કીધો ત્યારે તે રાજપુત્રના

વેશમાં નહોતો એટલે તે અર્જુન જ હશે એવું કોઈએ માન્યું નહોતું. તે એક બ્રાહ્મણ તરીકે રહેતો હતો ને સભામાં પણ બ્રાહ્મણની જ પંક્તિમાં બેઠો હતો. છતાં કર્ણ બાણ મારવા ઊઠયો ત્યારે તેણે તેને વરવાને ના પાડી હતી, ને અર્જુન એક ભિક્ષુક જેવો છોકરો બાણ મારવા ઊઠયો ત્યારે તેના મનમાં એવો વિચાર નહોતો આવ્યો કે એ ભિક્ષુક મચ્છવેધ કરશે તો એને પરણવાથી હું શું સુખ પામીશ? કર્ણ બાણાવળી દાસીપુત્ર હતો તેથી તેના કરતાં એક ભિક્ષુક પણ સારો એવું તેણે ગણ્યું. તે બ્રાહ્મણે મચ્છવેધ કીધો એટલે જે નિયમ તેના પિતાએ લીધો હતો તેને માન આપવા તે બ્રાહ્મણને તેણે ખુશીથી વરમાળ આરોપી. કેવો દૃઢ સંકલ્પ!

દ્રૌપદી કેવી પતિવ્રતા સ્ત્રી હતી? તેના પતિવ્રતના પ્રભાવે કરી એણે સીતાએ જેમ રાવણનું મૂળ કહાડયું હતું તેમ કીચકોનું મૂળ કહાડી નાખ્યું હતું. તેમજ દુ:શાસને તેની લાજ લેવા વસ્ત્રો કહાડયાં હતાં તેથી તેને પણ પોતાના પતિવ્રતના પ્રતાપે કરી ભીમની ગદા વડે મરાવ્યો ને કૌરવકુળનો કચરઘાણ વાળી નાખ્યો હતો. બન્ને સતીઓને વનવાસ તો નશીબમાં હતું, પણ તે એમાં ફેર હતો. સીતાને વનમાં રવડીને જન્મારો પૂરો કરવો પડયો હતો; પણ દ્રૌપદીએ પોતાના સ્વામી સાથે રહીને વનવાસ વેઠયો હતો. દ્રૌપદી સ્વામીભક્તિમાં ઘણી સારી હતી. તેણે કોઈ દિવસ વસ્ત્રાલંકાર માટે સીતાની માફક કલેશ કીધો નહોતો. પોતાને માથે સાસુ વડીલ હતાં છતાં ઘરનો બધો ભાર પોતાને માથે લીધો હતો, ને તે ઘણા ડહાપણથી ઉપાડી ચલાવતી હતી. સીતા રાવણને ત્યાં અશોક વનમાં રામનું રટણ કરતી રડયાં કરતી હતી તે વખતે તેને રાવણની સમૃદ્ધિમાં રહેવાનું હતું છતાં પણ તે તેણે પસંદ કર્યું નહોતું, ને તેને જ્યારે બહુ સતાવવામાં આવી ત્યારે પોતાનો પ્રાણત્યાગ કરવા તૈયાર થઈ; પણ તે જરાપણ પોતાના પતિવ્રતમાં ચળી કે રાવણથી ભોળવાઈ નહોતી.

દ્રૌપદી સ્વામીની છાયામાં વનવાસમાં રહી હતી. પણ એક વખતે માત્ર થોડા કાળ માટે તેનું પણ હરણ થયું હતું. વનવાસમાં દાસી થઈને

તેણે ધોળાં વસ્ત્રો ધારણ કીધાં હતાં. તેણે માથામાં તેલ નાખ્યા વિના બાર વર્ષ પૂરાં કીધાં હતાં, પણ કોઈ દિવસ સ્વામીપર તિરસ્કાર કીધો નહોતો. સીતા જન્મદુઃખીઆરી રહી હતી છતાં પણ તેણે કદિ પતિને તે માટે દોષ દીધો નહોતો. સતી સીતા જીવતા છતાં રામે સીતાની સોનાની પ્રતિમા ઘડાવીને તે પાસે રાખી યજ્ઞ કરાવ્યો હતો, એટલો તેનાપર ભાવ હતો તે માત્ર તેની પવિત્ર નીતિને લીધે જ. વળી રામે તેનો સગર્ભાવસ્થામાં ત્યાગ કીધો ને તેને વનમાં મોકલી તોપણ તેણે પતિ ઉપર કોઈ વાર જરાએ અભાવ આણ્યો નહોતો.

તારામતીએ પોતાના સ્વામીના દુઃખની ભાગીએણ થઈ દુઃખ વેઠયું હતું. એને સીતા કે દ્રૌપદી માફક વનવાસ વેઠવો પડયો નહતો. પણ તેણે તો માત્ર સ્વામીભક્તિમાં પોતાનો આત્મા અર્પણ કર્યો હતો. પોતાના સ્વામીનું સત્ય વચન પળે ને તે મિથ્યા જાય નહિ તે માટે તે દાસી થઈ રહી હતી. પોતાના સ્વામીના માથા ઉપરનું દુઃખ કેવી રીતે ઓછું થાય તથા તે ઓછું થવા કેટલી અને કેવી રીતે તેમાં મદદગાર થવાય તેનાજ વિચારમાં તે રહેતી હતી, તથા સ્વામીને પોતાનું વચન પાળવા વારંવાર કહ્યા કરતી હતી. સ્વામીએ તેને આવી દશામાં આણી મૂકી છતાં તેનાપર તિરસ્કાર નહિ આણતાં ઉલટો પોતાના પતિએ જે નિયમ બાંધ્યો તે પાળવા પ્રયત્ન કર્યાં કરતી હતી, ને તે પ્રમાણે ચાલી પણ હતી. આવી દુઃખી સ્થિતિમાં રોહિતાશ્વને વાડીમાં ફુલ વીણતાં સર્પ ડંખ્યો તોપણ સ્વામીને લીધે આ બધું દુઃખ પડે છે તથા પડયું છે એવો વિચાર પણ તેને આવ્યો નહોતો. તેણે તો સ્વામીને પોતાનો પ્રાણ અર્પ્યો હતો એટલે પ્રાણ જતાં પણ તેણે પાછું પગલું કીધું નહોતું. એટલું જ નહિ પણ ખુદ સ્વામીને પણ કહ્યું હતું કે આપને હાથે મૃત્યુ થશે તો તેમાં હું મારૂં સુભાગ્ય સમજું છું. તેથી મને સ્વર્ગ મળશે, માટે વિના વિલંબે તરવારનો ઘા કરવા કહ્યું હતું. અહો કેવો અખંડ પ્રેમ ! સુખ દુઃખ સર્વ કોઈને હોય છે. પહેલું સુખ તો પછી દુઃખ ને પહેલું દુઃખ તો પછી સુખ. માટે દુઃખ વખતે હિંમત

નહિ હારતાં ધીરજથી તથા એક નીતિથી તે વેઠવું એટલે તેનું પરિણામ સુખરૂપ જ આવશે. તારામતીનો દાખલો એવો જ હતો. તેણે પતિને માટે અનેક પ્રકારનું દુઃખ ભોગવ્યું, એટલું જ નહિ પણ તે ધીરજથી સહ્યું તો અંતે તેને સ્વામીનો સંગ થયો ને સુખચેનમાં દિવસ ગુજાર્યા.

દમયંતી વિષે જોઈએ તો તેના દુઃખનો પણ પાર રહ્યો નહોતો. પરણતા પહેલાં જ તેને માથે આવી પડી હતી. નળને વરવાનો તેણે મનથી નિશ્ચય કીધો હતો, ને તે માટે સ્વયંવર રચ્યો તો દેવોએ તેમાં વિઘ્ન નાખ્યું. તેમણે માગું મોકલ્યું તે દમયંતીએ કબુલ ન કર્યું ને જ્યારે સ્વયંવરના મંડપમાં તે નળને વરમાળ આરોપવા આવી ત્યારે તેણે પાંચ નળ દીઠા. એક વાર પોતાના મનમાં જેને પતિ તરીકે માન્યો તેને જ પરણવું એ સતીનો નિયમ હોય છે તે પ્રમાણે નળને પરણવાનો તેનો નિશ્ચય હતો, તેથી પોતાનું પણ જાળવવા તેણે દેવની સહાયતા માગી ને પોતાના વ્રતે કરી ખરા નળને જ તે આખરે પરણી.

દમયંતીને પણ દ્રૌપદી પેઠે સ્વામી જુગટું રમતાં રાજ્યપાટ હાર્યાથી વન સેવવું પડયું હતું. તેને સાથે તેડી જવા નળે ઘણી ના કહી છતાં તે સ્વામી સાથે વનમાં ગઈ. નળની બુદ્ધિ કળીના કપટે બગડી ને દમયંતીને અઘોર વનમાં એકલી મૂકીને તે જતો રહ્યો. તેમ છતાં પતિપર અખંડ પ્રેમ રાખી ઓ નળ ઓ નળ કરતી તે ભટકયાં કરતી હતી. એટલું જ બસ નહોતું, તે વૃક્ષોને તથા ભયંકર ફાડી ખાનાર જાનવરોને પણ પોતાના પતિના સમાચાર તથા તેની ભાળ પૂછતી હતી. આવા સંકટમાં આવેલી દમયંતીએ પતિનું રટણ મૂકયું નહોતું. તે એકલી હતી એ લાગ સાધી પારધીએ તેનાપર દાનત બગાડી તો તેને પોતાના પતિવ્રતના પ્રભાવે મૃત્યુ પમાડયો. સીતા તથા દ્રૌપદીપર એવાં દુઃખો પડ્યાં હતાં પણ તે વખતે તે બન્નેએ સ્વામીની મદદ લેઈ તેમનું કામ કરાવ્યું હતું, પણ દમયંતીએ તો પોતાના જ વચનથી, પોતાના જ ટેકથી ને પોતાની નીતિથી તેજ ઘડીએ તેના પ્રાણ લીધા હતા. સતીઓનો પ્રતાપ કેટલો બધો હોય છે? કદાપિ તે તાત્કાલિક

ન જણાય તોપણ અંતે સત્ય તરેજ તરે. આથી એમ સમજવાનું નથી કે દ્રૌપદીમાં એટલી શક્તિ નહોતી. તેનામાં પણ એટલી જ શક્તિ હતી, પણ તેની સ્થિતિ જુદી હતી. તેને બાર વર્ષ વનવાસ ભોગવી તેરમું વર્ષ ગુપ્ત રહેવાનું હતું એટલે તે વખતમાં સતી પોતાનું મહાત્મ્ય જણાવે તો લોકને શક પડ્યા વિના રહે નહિ ને તેથી છતા થવાય, ને તેને લીધે સ્વામીને બીજાં બાર વર્ષ વનવાસ ભોગવવો પડે, માટે જ તેણે ભીમ પાસે કીચકોનો કચરઘાણ વળાવ્યો હતો. તેમજ સીતાએ પણ પોતાના સતીત્વથી રામને હાથે રાવણનું કુળ જડમૂળમાંથી ઉખેડી નખાવ્યું હતું. કહેવત છે કે સતી શાપ દે નહિ, ને શંખણીનો શાપ લાગે નહિ. કારણ સતી બનતાં સુધી કોઈને શાપ આપે જ નહિ, પણ પતિવ્રતપર હુમલો થાય તો તે બચાવવા શાપ આપે તો તે ફળ્યા વિના રહે નહિ. શંખણી કુલટા સ્ત્રી જરાજરામાં ક્રૂર વચનો બોલી નાખે છે; પણ તે કદિ ફળતાં નથી.

સતી સાવિત્રી પણ બધીના પ્રમાણમાં પતિવ્રત ધર્મ પાળવામાં ઉતરે તેવી નહોતી. તે તો પરોપકાર અર્થેજ જન્મી હોય તેવું તેનું વર્તન હતું. દુ:ખી અવસ્થાવાળા રાજપુત્રને જોતાં તેની સ્થિતિપર દયા આવ્યાથી તેનાપર મોહ થયો, ને તેથી પતિ તરીકે તેને જ પસંદ કીધો, એ તેનું કેવું દયાળુપણું દેખાડી આપે છે! નારદે તે અલ્પાયુષી છે એવું જણાવ્યા છતાં પણ નશીબમાં વૈધવ્ય હશે તો તે, પણ જેને એકવાર પોતાનો પતિ માન્યો તેને તેના અલ્પાયુષ્યથી ડરી જઈ નહિ પરણતાં બીજા કોઈને પરણવું, પોતાના શીયળવ્રતમાં ન્યૂનતા આવવા દેવી એ તેને જરા પસ્વડયું નહિ, ને તેમ કરીને તેથી આખરે તે તેનેજ પરણી. પતિનું આયુષ્ય ટૂંકું હતું તે તે જાણતી હોવાને લીધે તે આયુષ્ય કેવી રીતે લાંબુ થાય તે માટે તે હમેશાં ઉત્સુક રહેતી હતી. ને આખરે પતિના આયુષ્યમાં વૃદ્ધિ થવાને તેણે કેવું ઉત્તમ વ્રત આદર્યું? ચાર દિવસ તો નકોરડા ઉપવાસ કીધા, ને જે દિવસ સ્વામીના મૃત્યુનો હતો તે દિવસે સ્વામી વનમાં ગયા તો ત્યાં તેની સાથે ગઈ. સ્વામીનું મૃત્યુ થતાં યમની સાથે વાતચીતમાં કેવી ચાલાકી વાપરી

કેવી સ્વામીભક્તિ બતાવી ! જ્યાં સ્વામી ત્યાં સ્ત્રી ને જ્યાં સ્ત્રી ત્યાં સ્વામી. કેવો આચાર ! જાણે સારસનું જ જોડું ને તેનો જ અવતાર. એક મરે તો બીજું તેની પાછળ પ્રાણ અર્પે જ. સાવિત્રીના આવા ઉત્તમ આચાર વિચારથી ખુશ થઈ યમે પાંચ વરદાન માગવા કહ્યું. તેમાં તેણે ચાર વખત તો ખાસ કરીને સત્યવાનના જીવિત સિવાય માગવા કહેલું, પણ પાંચમી વખતે તેણે તે શબ્દો ન કહ્યા. એટલે તેનો લાભ લઈ તેણે સ્વામીનું જીવિત માગી લીધું. અહો કેવી તેની પતિભક્તિ ! સ્વામીનું અલ્પઆયુષ્ય જાણવા છતાં તેને જ પરણીને તેનું મૃત્યુ થયું, અને તેને સજીવન કરાવવા તે શક્તિમાન્ થઈ એ તેના પવિત્ર શીયળનો જ પ્રતાપ. નહિ તો બીજું શું ? નીતિવાન્ સ્ત્રી શું નથી કરી શકતી ? નીતિ માણસને તારે છે, ને અનીતિ મનુષ્યને ડૂબાડે છે. એ સતીએ પોતાના મનથીજ દરિદ્રી અવસ્થા પસંદ કરી. વનમાં વસવાનું જાણતી હતી છતાં તે પણ હાથે કરી માથે હોરી લીધું. આખરે પોતાનું જ શ્રેય સુધારવાને મથી નહોતી, પણ સસરાએ રાજ્ય ખોયું હતું તે ગયેલું રાજ્ય પાછું અપાવવા ભાગ્યશાળી થઈ, ને અંતે વનવાસીની હતી તે રાજ્યરાણી થઈ. એણે પોતાનાં બે કુળ પોતાના સતીત્વના પ્રભાવે અપુત્ર રહેતાં અટકાવ્યાં, એટલું જ નહિ પણ તેમાં સો સો પુત્ર થાય એવાં વરદાન માગી લીધાં એ કાંઈ તેનું પરાક્રમ ઓછું ન કહેવાય. એ સતીના કરેલા વ્રત ઉપર લોકોની કેટલી બધી આસ્થા ! કે આજે પણ તે વ્રત દરેક સ્ત્રી પોતાના સૌભાગ્યને માટે કરે છે. પણ દરેક સ્ત્રી એ વ્રતનું માહાત્મ્ય સમજતી હોય તો કેવું ઉત્તમ પરિણામ આવે ! એ વ્રત સાવિત્રી અથવા વટસાવિત્રી વ્રતના નામથી ઓળખાય છે, ને તે દરેક સ્ત્રીએ કરવા યોગ્ય છે.

આ સતીઓનો વૃત્તાંત સ્ત્રીઓને ઘણો બોધકારક છે ને તે બોધ દરેકે લેવા યોગ્ય છે. ગમે તેવા સંકટમાં આવ્યા છતાં પોતાનું શીયળ ભંગ ન થવા દેવું, સુખદુઃખ વેઠવું પડે તો તેનાથી કાયર નહિ થતાં તે ધીરજથી વેઠી સ્વામી સંગેજ રહેવું. સ્વામી વિના રહેવાનો સ્ત્રીનો ધર્મ નથી. તેમજ

સીતા પેઠે મિથ્યા શોભા માટે કોઈ દિવસ હઠ કરવી નહિ. પતિને દુઃખમાં નાંખી કોઈ વસ્તુની માગણી કરવી નહિ. કારણ તેથી કરીને સ્ત્રી પરથી પતિનો ભાવ ઓછો થાય છે. જેવો વખત હોય તે પ્રમાણે વર્તવા સ્ત્રીઓએ શીખવું જોઈએ. આવું બને ત્યારે તેની સુલક્ષણી સ્ત્રીઓમાં ગણના થાય.

સીતા, દ્રૌપદી, તારા, દમયંતી તથા સાવિત્રી એમણે સ્વામીસેવા કેવી રીતે કીધી. પોતાનું અપમાન થયું તો તે સહ્યું. સ્વામીએ ખોટું આળ માથે ચઢાવ્યું તો પણ પતિને જ પોતાનો પરમ દેવ સમજી તેની સાથે રહી સ્નેહથી વર્તી. એમની માત્ર સ્વામીભક્તિ જ હતી એવું પણ નહોતું. તેમણે તો ખરો સ્ત્રીધર્મ બજાવ્યો હતો. તેમણે કુટુમ્બી જનોનો સત્કાર પણ યોગ્ય રીતે કીધો હતો. કૈકેયીના કૃત્યથી રામને વનવાસ વેઠવો પડયો છતાં તેનાપર સીતાએ કોઈ દિવસ દ્વેષ બતાવ્યો નહોતો. તેમજ કૌરવોએ પાંડવોને જુગટું રમાડી વનમાં કહાડ્યા એટલું જ નહિ પણ તેને મારવાને અનેક જાતના ઉપાયો કીધેલા છતાં દ્રૌપદીએ તેમનાપર સ્નેહભાવ રાખ્યો હતો. પણ દુઃશાસન પાપીએ સભા વચ્ચે પોતાનાં વસ્ત્રો ખેંચ્યા ને તેના બચાવમાં પાંડવો ઉભા નહિ થતાં તે જોયાં કીધું ત્યારેજ તેણે ગુસ્સો કરી બે બોલ કહ્યા હતા; પણ પાંડવોને તેણે એક કડવો સુકન પણ કહ્યો નહોતો. પ્રભુની સહાયતાથી જ તેનાં વસ્ત્રો પૂરાયાં ને તેનું પતિવ્રત ભંગ ન થયું, ને દુઃશાસનને લજાવું પડયું, એ જગ્યાએ બીજી અણુસમજુ સ્ત્રી હોય તો કેટલું બધું અણઘટતું દિયરને કહે. એ સિવાય તેના ચરિત્ર પરથી બીજાં ઘણાં દષ્ટાંતો લેવા લાયક છે. સત્યભામાએ દ્રૌપદીને પાંડવો તમારા ઉપર આટલી પ્રીતિ રાખે છે ને તમે કયા મંત્રથી તેમને વશ કીધા છે તે, તથા તે પ્રમાણે વર્તી શ્રી કૃષ્ણને હું વશ કરૂં તે વિષે પૂછ્યું ત્યારે તેણે કેવો ઉત્તર આપ્યો ? દ્રૌપદીએ જે ઉપદેશ આપ્યો હતો તે સર્વ સ્ત્રીઓને ગ્રહણ કરવા યોગ્ય છે. કારણ અણુસમજુ સ્ત્રીઓ જેનામાં પિયુને ખુશ રાખી તેમનું મન પોતાની તરફ ખેંચવાની શક્તિ કે આવડત નથી હોતી તે એમ જ સમજે છે કે કામણ ટુમણ કે મંત્ર જંત્રથી જ પતિ વશ રહે છે. પણ

તે ઘણું ભૂલભરેલું છે; તેથી તો ઉલટો અનર્થ થાય છે, ને જાનને જોખમ થાય છે. સ્ત્રીઓએ માત્ર પોતાના સદ્‌ગુણથી જ પતિને વશ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. સ્વામીભક્તિ એ જ મંત્ર છે. દમયંતીએ નળને માટે કોઈ જાતનો મંત્ર વાપર્યો નહોતો, પણ તેના ગુણે કરી તેને વશ કીધો હતો. તે એટલે સુધી કે નળ બાહુક નામ ધારણ કરી સારથી થઇને રહ્યો ત્યાં પણ રાત્રિએ સૂતાં સૂતાં દમયંતીને યાદ કરી દુઃખ પામતો હતો. કેવી અન્યોન્ય પ્રીતિ ! એ નીતિથી જ સધાય છે.

દમયંતીનો દાખલો પણ સ્ત્રીઓએ લેવા લાયક છે. તે કેવી પતિભક્તિવાળી હતી. પતિએ વનમાં તજી તોપણ તેની ભાળ માટે તે હમેશાં એક બ્રાહ્મણને દાન આપતી. તેમાં રોજ નવા નવા બ્રાહ્મણો આવતા હતા. તેમાં એક વખતે માત્ર અનાયાસે પોતાના પીયરનો બ્રાહ્મણ આવી ચડયો. નળની ભાળ કઢાવવામાં પણ તેણે કેટલી ચાતુરી વાપરી હતી ! બાહુક પોતેજ નળ છે એવી ઋતુપર્ણને ત્યાંથી ભાળ મળતાં તેણે કેવી યુક્તિથી તેને બોલાવ્યો ! બાહુક પોતેજ નળ છે એવી ખાતરી થતાં તેનું કુબડું ગાત્ર હતું તે છતાં પણ તેજ ઘડીએ તે પોતાના પ્રાણનાથની સેવામાં હાજર થઇ. તેણે કવિ પ્રેમાનંદના શબ્દમાં કહ્યું કે—

નથી રૂપનું કામરે ભૂપ મહારા,
થઈ કિંકરી અનુસરૂં ચર્ણુ તમારાં.

અહો કેવો પતિપ્રેમ ! તેની પતિભક્તિ કેવા ઊંચા પ્રકારની હતી, એ આ ઉપરથી તરત સમજી શકાય છે. તેજ પ્રમાણે તારાએ પણ ઋણમુક્ત કરવા માટે પોતાની જાત વેચી સ્વામીના માથાપરનો દેવાનો ભાર કહાડી નાખ્યો હતો, ને મરતાં લગી પતિપરનો સ્નેહ જેવો ને તેવોજ રાખ્યો હતો. હાલના જમાનામાં તો સ્ત્રીઓ એમજ સમજે છે કે પતિ પરણ્યો છે તે તેમનું પૂરૂં કરવાને બંધાયો છે. તેથી પોતે તો તેને સહાય થવામાં કામ નથી આવતી. પણ પતિને ઉલટો કરજમાં નાખી પોતાના મોજશોખ પરી પાડવા તેને પજવ્યાં કરે છે. જરાતરા કોઈ વાતનું દુઃખ

પડે છે તો તેમાં અસહન શીલતાવાળી સ્ત્રીઓ ઘણું દુ:ખ માની રડ્યાં કરે છે; પણ તે વખતે આવી પવિત્ર સ્ત્રીઓનાં આખ્યાનો વાંચવાથી ઘણું જાણવાનું મળે છે, ને સંકટ દૂર થાય છે. તે રાજ્યરાણીઓ હતી. તેમને ગાદીપરથી ઢળી પડ્યા પછી એ સ્થિતિમાં કેવાં કેવાં કષ્ટો સહન કરવાં પડ્યાં છે તેનો વિચાર કરી ધૈર્ય ધારણ કરી સ્વામીના દુ:ખમાં ભાગ લેવો ને સંસારને સુખી કરવો એજ સતીઓનો ખરો ધર્મ છે. સાધ્વી સ્ત્રીએ પતિની દેવની પેઠે સેવા કરવી એ શાસ્ત્રનાં વચન સત્ય જ છે. સ્ત્રીનો પતિ એ જ સાચો દેવ, તેની સેવા તે કામદુધા છે, એજ તેનું અખુટ ધન છે, ને તેને શુદ્ધ ભાવથી સેવ્યાથી જ સર્વ વાતનું સુખ ને સમૃદ્ધિ સાંપડે છે. તેનાવડે જ તે અનેક વૈભવો ભોગવે છે, ને તેને લઈને જ તેનો શણગાર શોભે છે. પતિસેવાવડે જ અખંડ સૌભાગ્ય રહે છે, ને સ્વામીની સેવાએ કરી તથા પતિવ્રતપણાએ કરીને જ પુત્રરત્નની પ્રાપ્તિ પ્રભુ આપે છે, ને તેના વડે જ આ લોકમાં સુખ તથા પરલોકમાં સદ્ગતિ થાય છે. પતિ જ પોષણકર્તા, તેજ તેનો પાળક, તેજ તેનો આધાર અને એજ તેનો પૂજ્ય છે, માટે સ્ત્રીઓએ તેની નિરંતર સેવા કરવી જોઈએ.

સ્વામીની હરેક જાતની ટેવ સ્ત્રીઓએ પૂરી પાડવી, તેની તહેનાતમાં હાજર રહેવું, નિયમસર ભાવતાં ભોજનો યથાશક્તિથી જે મળે તે પણ સ્વાદિષ્ટ બનાવી તેને જમાડવો. નકામી કુથલીઓથી સ્વામીને કંટાળો આપવો નહિ. વખતે કોઈ કારણથી સ્વામી ગુસ્સે થાય તો તે વખતે ક્ષમાનું સ્મરણ કરી ગમ ખાઈ જવું. પણ સામા ધાણીના કુલડાંની પેઠે ફડાફડ ફૂફડવું નહિ.

પતિ પોતાપર વિશ્વાસ રાખતો હોય તેનો લાભ લઈ કદિ વિશ્વાસઘાત કરવો નહિ. તેનાથી કાંઈ કામ છુપું કરવાની દાનત રાખવી નહિ. તેમ કરવાથી તેનો પ્રેમ ઓછો થાય છે, ને વિશ્વાસ ઊઠી જાય છે. ઊંચે સ્વરે પતિની સાથે કદિ બોલવું નહિ. જૂઠું બોલવાની ટેવ બિલકુલ રાખવી નહિ. સ્ત્રીએ સારી રીતે સમજવું જોઈએ કે પિતાએ પાળી પોષી

મોટાં કીધાં ને સાસરે મોકલ્યાં તેનો ઉપકાર વાળવા તે કોઈ દિવસ સમર્થ નથી. પણ સ્વામીને ત્યાં ગયા પછી આખો જન્મારો પતિથી જ સુધરશે, માટે તેની રૂક્તિએ જ રહેવું. તે દુ:ખ દે કે સુખ આપે ગમે તેવી રીતે વર્તે છતાં સ્ત્રીઓએ પતિનામાં પૂર્ણ પ્રેમ રાખીને જ સદા સુખ માની રહેવું. તો તેની પૂર્ણ પ્રીતિનું પાત્ર થવાય છે. તે વિનાનું ડહાપણ, ચતુરાઈ ગુણ વગેરે પોતાના સદ્‌ગુણ સ્વરૂપ નકામું જ, ને પતિની મહેરબાની કદાપિ મળતી નથી.

સુજ્ઞ સ્ત્રીએ સ્વામીએ જે વસ્ત્રાલંકાર આપ્યા હોય તેમાં જ સંતોષ માનવો. શીયળ રૂપી શણગાર સજવાની જ હોંસ રાખવી તથા કોઈનું લુગડું, ઘરેણું જોઈ તેવું પોતાને કરાવવું જ એવી રીત રાખવી નહિ. તે ચીજ ગમે તેવી સારી હોય છતાં કોઇનું જોઈને તો ન જ કરવું. કેટલીક સ્ત્રીઓ અણસમજુ થઈ એવો કલેશ કરે છે કે મારે તો આ જ જોઈએ ને આવું જ કરાવવું છે. પણ પતિની શક્તિનો વિચાર જરાએ કરતી નથી. આથી પતિ શક્તિહીન હોય તો ક્યાંથી પૂરૂં પાડે! તેનાથી પૂરૂં નથી પડતું ત્યારે વળી વધારે કંકાસ કરે છે એ સુજ્ઞ સ્ત્રીઓને છાજતું નથી. તેણે તો હમેશાં સંતોષી થઈને જ રહેવું જોઈએ. પતિ વિના બીજા પુરૂષને ભાઈ સમાન ગણવો. કોઈ ગમે તેવો ધનવાન તથા ગુણવાન હોય પણ તે પોતાના પતિથી ઉતરતી પંક્તિનો છે એમ માનવું. એવી રીતે સદાચરણ ગ્રહણ કરી શીયળ જાળવી એકનિષ્ઠાથી રહેનારી સ્ત્રી આ લોકમાં કીર્તિમતી થઈ પરલોકમાં પરમ પદી પામી સ્વર્ગસુખ ભોગવે છે.



# પ્રકરણ ૭ મું.

## સ્ત્રીધર્મ.



સ્ત્રીધર્મ એટલે શું તે પ્રથમ જાણવું જોઈએ, ને તે દરેક સ્ત્રીએ શીખવું જોઈએ. તે એક મહાસાગર છે, ને તેનાપર આખા ગૃહસ્થાશ્રમનો આધાર છે. દરેક જણા સમજે છે કે સંસારનું નાવ સ્ત્રી છે, ને તેને લીધે જ ગૃહસ્થાશ્રમ શોભે છે, સ્ત્રીધર્મમાં સ્ત્રીનાં કર્ત્તવ્યોનો સમાવેશ થાય છે. સ્ત્રી કાંઈ નિર્માલ્ય વસ્તુ નથી. મનુ જેવા ઋષિએ પણ તેની નીચેના શબ્દોમાં પ્રશંસા કીધી છે. તે કહે છે કે "ઘરની શોભા રૂપ, પૂજ્ય, પ્રજાર્થે સર્જાયલી, મહા ભાગ્યવાળી સ્ત્રી અને લક્ષ્મી દેવતા તે બેમાં કશો ભેદ નથી." "જ્યાં નારીની પૂજા થાય છે ત્યાં દેવતા પણ વાસો વસે છે." આવા ઉત્તમ ગુણો કુદરતથી જ મેળવનારી સ્ત્રીએ સ્ત્રીપણું તો જાણવું જ જોઈએ. તેણે જાણવું જોઈએ કે તે ગૃહિણી છે. પુરૂષ ઘરનો રાજા ને તે તેની પ્રધાન છે. આટલું છે છતાં પણ ઘરમાં તો તે રાજા છે. ઘરનો બધો બોજો તેના માથાપર રહેલો છે. જે ઘરમાં સ્ત્રી સુઘડ, સમજુ તથા સારી રીતે પોતાનાં દરેક પત્નીધર્મમાં કેળવાયલી હોય છે તે ઘર કેવું સુખી રહે છે ! સુખ દુઃખ સ્ત્રીના સ્ત્રીપણા ઉપર જ આધાર રાખે છે. બાલ્યાવસ્થામાં તો તે કન્યા એટલે બાલિકાની સ્થિતિમાં હોય છે. તે વખતથી તે માતાના સમાગમથી કેળવાતી જતી હોય છે. એ કેળવણી તેનો બાળખેલ છે. તે વખતે તેને ખબર નથી હોતી કે એવો જ ભાર તેને માથે આવી પડવાનો છે. પણ ઈશ્વરી કુદરતને લીધે તથા કંઈક સંસ્કારથી તે ધીમે ધીમે શીખતી જાય છે; ને પુરૂષ જે ઉમ્મરે તદન અણસમજુ તથા કમ અકલનો ગણાય છે તે ઉમ્મરમાં તો તે સ્ત્રીની પંક્તિમાં આવી જાય છે. માતા પિતાના ઘરમાં જે શિક્ષણ મળે છે તેમાં કાંઈ અધૂરૂં રહ્યું હોય

છે તો તે સાસરે ગયા પછી સાસરાંની પદ્ધતિથી વાકેફ થઈ શીખી લે છે.

સ્ત્રીઓએ સાસરે ગયા પછી પ્રથમ તો પોતાના પતિનું મન કળી જવું જોઈએ, ને તેની મરજી પ્રમાણે વર્તી રહેવું જોઈએ, તથા પોતાનાં સાસુ સસરા વગેરે વડીલોને પોતાના માતપિતા સમાન ગણી તેમની સેવા કરવી જોઈએ. સ્વામીસેવા એ તો સ્ત્રીનું મુખ્ય કર્તવ્ય છે. તેમાં આખા જગતનાં તીર્થ, વ્રત, દાન, હોમ જે કહો તેનું ફળ તેને મળે છે. આ સિવાય સ્ત્રી પતિની અર્ધાંગના છે. તેને પતિનાં કૃત્યનો અર્ધો ભાગ મળે છે તેથી કરીને જુદું વ્રત કે પુણ્યદાન કરવાનું સ્ત્રીને રહેતું નથી. એમ છતાં કોઈ સ્ત્રી પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરી કાંઈ પણ વ્રત કરે છે તો તે સ્વામીનું આયુષ્ય ઓછું કરે છે. કારણ શાસ્ત્રમાં કહ્યું છે કે સ્ત્રીઓને તો પ્રભુ તરીકે પૂજવાને માત્ર પોતાનો પતિ એક જ છે. તે જ ઈશ્વર, તેજ તેનો ઈષ્ટદેવ છે. માટે સ્વામીસેવા સદ્‌ભાવથી કરવાથી સ્ત્રીઓને બધાં વ્રતો કીધા જેટલું પુણ્ય થાય છે. સ્વામી પોતાના માથાનો મુગટ છે એ ખરૂં, પણ તે સાથે સ્વામીનાં વડીલો પણ પોતાનાં જ વડીલો છે. તે માતા પિતાની જગ્યાએ છે એટલે તેમની સેવા કરવામાં પણ ફળ મળે છે. વડીલોનું મન પ્રસન્ન રાખ્યાથી તેમના અંતઃકરણનો આશીર્વાદ મળે છે, અને તેથી કરીને સુખની પ્રાપ્તિ થાય છે.

સ્ત્રીએ પરણીને સાસરે ગયા પછી પ્રથમ તેનું એ કામ છે કે તેણે વડીલોની સેવા કરવી એટલે કે તનમનથી તેમનાપર અત્યંત પ્રેમભક્તિ રાખવી, અને તેમની આજ્ઞામાં રહેવું. તેમની પ્રીતિ વધે તેમ તથા તે જેમ સુખી થાય તેમ વર્તવું. ખોટા અભિમાનથી કે પીયરની મોટાઈથી તેમની સાથે વર્તવું નહિ. કેમકે પોતાનો ભવ તો પતિના ઘરમાં પોતાને કહાડવો છે. માટે ત્યાં રહી પિતાના ઘરની મોટાઈ મારવી નહિ. તેમ કરવાથી પોતાની છાલકાઈ દેખાય છે. માટે પતિના ઘરમાં આવી ત્યાંના રીત રિવાજો ગ્રહણ કરી સહુના મનને પોતાના ઉપર ભાવ વધે એવી રીતે વર્તવું. આથી કરીને કુટુમ્બમાં સર્વ શાંતિથી રહી શકશે અને સર્વ વાતે

સુખી થવાશે. સાસુને માતા સમાન ગણવાં, સસરાને પિતા પ્રમાણે પૂજવા, તેમજ દિયર, દેરાણી, જેઠ, જેઠાણી, નણંદ વગેરે સંબંધીઓ સાથે હળીમળીને કામ કરવું ને કોઈનાપર દ્વેષભાવ રાખવો નહિ. ફલાણીએ આમ કીધું ને મેં આમ કીધું એવો ખ્યાલ જ આવવા દેવો નહિ. કદાપિ પોતાને હાથે બે કામ વધારે કરી લેવાં પડે તો તેમાં કાંઈ શરીર ઘસાઈ જતું નથી. સ્વાર્થ કોરે મૂકી પરમાર્થની નજરથી રહેવું ને કુટુમ્બમાં સર્વેને ઉપયોગી થવાય તેમ ચાલવું. એથી પોતાની શોભા વધે છે, એટલું જ નહિ પણ કુટુમ્બમાંનાં બધાં માણસોની તેનાપર પ્રીતિ વધે છે. એજ સંસાર સુખ છે. આપણે સભાચતુરાઈ વાપરી દેખાડો દેવાનું કામ કરીએ, ને દેરાણી જેઠાણી પાસે ગદ્ધાવૈતરું કરાવીએ તો તેમનો ભાવ આપણા પરથી ઓછો થાય છે. સભાભલી થનારી સ્ત્રીઓ પોતાની દેરાણી જેઠાણીના મનને કાંટારૂપ થાય છે, માટે તે પ્રમાણે વર્તવું નહિ. પોતાનામાં કોઈ જાતની ખામી હોય તો તે સાસુ કે જેઠાણીની સલાહ મુજબ સુધારવી. આ પ્રમાણે 'કરવાથી પોતે નીચી થવાની નથી એ યાદ રાખવું. વિશેષમાં તે સૌની પ્રીતિને પાત્ર થાય છે, ને સહુ તેને ચાહે છે. ઘરમાં સૌ સાથે હળીમળીને રહેવાથી સંપનો ભાવ વધે છે. વડીલો સાથેનું વર્તન તથા પોતાના જેવાં સરખી સ્થિતિનાંની સાથેનું વર્તન એવી સંભાળથી રાખવું કે કોઈના મનમાં તેના પ્રત્યે અભાવ થાય નહિ. સારાંશ, પોતાનો સ્વભાવ તથા રીતભાત પ્રેમમય બનાવવાં જોઈએ.

નોકર ચાકરો સાથેના વર્તનમાં ઘણી સંભાળ રાખવી જોઈએ. સ્ત્રીઓનો દરજ્જો અને નોકર ચાકરોનો દરજ્જો જુદો છે, માટે પોતાનો મોભો જળવાય તથા પોતાનું અપમાન ન થાય એવી રીતે તેમની સાથે વર્તવું. તેમની સાથે વધારે છૂટથી બોલવું ચાલવું નહિ, પણ કામ જેટલી જ વાત કરવી. આથી આપણો ભાર વકર રહે છે. આપણાપર હમેશાં પ્રસન્ન રહી હોંસથી આપણું કામ ઉઠાવે એવી રીતભાત તેમની સાથે રાખવી. નોકર ચાકર જોડે જોઈએ તે કરતાં વધારે છૂટ લીધાથી તે મોઢે ચઢી જાય છે ને તેથી આપણું માન

જળવાય નહિ એ સ્વાભાવિક છે. તેમ તેમને એવી રીતે પણ નહિ રાખવા કે તે આપણાથી કંટાળે. કેટલેક ઠેકાણે સ્ત્રીઓ તેમને પોતાનાં કરવા તેમને ઘરમાંથી તેમના પગાર ઉપરાંત ખાવાની, પહેરવાની અથવા એવી વસ્તુઓ ધણીના જાણ્યા બહાર આપે છે, ને તેમની સાથે ઘરની ખાનગી વાત કરી મોઢે ચઢાવી મૂકે છે. આથી કેટલો બધો અનર્થ થાય છે? તેવું સુજ્ઞ સ્ત્રીઓ કદિ નહિ કરે, ને તે પ્રમાણે કરવું નજ જોઈએ.

સ્ત્રીએ પારકે ઘેર આવી સર્વને પોતાનાં કરી રાખવાં એ સહેલી વાત નથી. તેથી સર્વ રીતે સદ્‌ગુણી થઈ સર્વને પ્રેમપાત્ર થઈ રહે ત્યારે જ તે ડાહી તથા શાણી કહેવાય અને ઘરની રાણી તરીકે પૂજાય. આવી રીતે તે સહુના મન રાજી રાખે છે ત્યારે ઘરની સત્તા તથા ઉપરીપણું તેને મળે છે. સુકાન હાથ આવ્યાથી કદી ગર્વ કરવો નહિ; અભિમાની થઈ છકી જવું નહિ, અને પોતાની મોટાઈ વધ્યાનું પારકા આગળ જણાવવું નહિ. એ પ્રમાણે કરવાથી પોતે હલકા પાત્રમાં ખપે છે. માટે નમ્રતાથી રહીને સર્વ કાર્યભાર ડહાપણથી ચલાવવો. ઘરની સ્થિતિ સારી નરસી ગમે તેવી હોય તોપણ તે પારકાંને જણાવવી નહિ.

ઘરમાંજ સ્ત્રીઓને એટલું બધું કામ હોય છે કે તે કરવાથી પોતાનું ઘર દૃષ્ટાંત લેવા યોગ્ય ઘર બને છે. દાખલા તરીકે ઘરમાંની દરેક વસ્તુ સંભાળીને સાચવી રાખવાનું, દાણોદુણી યોગ્ય જગ્યાએ નિયમસર ભરી રાખવાનું તથા તે બગડતા કે સળતા હોય તે જોઈ વખતસર સમારવાનું, અને ઘરની દરેક નાની મોટી ચીજને વ્યવસ્થિત રાખવાનું સ્ત્રીનું કામ છે. તેમજ લુગડાં ધોઈ સાફ કરી પહેરવાં જોઈએ. એથી શરીરની સુખાકારી સારી રહે છે. વગર ધોયલાં મેલાં કપડાં પહેરવાથી શરીરમાંથી દુર્ગંધ ઉઠે ને કોઇને પાસે બેસવું પણ ન ગમે. કપડાં ફાટયાં હોય તો તે ફાટેલાંને વખતસર સાંધીને વાપરવાથી તે વધારે વખત ચાલે છે, ને પૈસાનો બચાવ થાય છે. સાંધવાના આળસને લીધે તે વધારે ને વધારે ફાટતું જાય છે, ને આખરે નિરૂપયોગી થાય છે એટલે બીજું નવું લેવું પડે છે. એ સિવાય

સાંધેલાં લુગડાં પહેરવાથી શરમાવું જોઈએ નહિ. કારણ કહેવત છે કે ફાટેલાં લુગડાં ને ઘરડાં માબાપ એ નકામાં નથી.

સ્ત્રી દૂરંદેશીથી વર્તે તો ઘણી રીતે પોતાના ઘરમાં ફાયદો કરી પોતાની તથા સ્વામીની આબરૂ વધારે છે, ને પોતાના કુટુંબને તારે છે. ઘરમાં વાળી ઝુડી સાફ રાખ્યાથી ગંદવાડી રહેતી નથી, ને તેથી કુટુંબ આરોગ્ય રહે છે. વાસણકુસણની પણ અમુક જગ્યા નક્કી કરી રાખ્યાથી તેને માટે શોધાશોધ કરવી પડે નહિ. તેમજ દરેક વસ્તુ મુકરર કરેલી જગ્યાએ રાખવાની ટેવ રાખ્યાથી ઘરના દરેક માણસને તેમાંની વસ્તુઓનો ખપ પડયો હોય તો તે પૂછયા અથવા માગ્યા વિના લઈ શકે. આથી કરીને બધાં માણસોના અમુલ્ય વખતનું રોકાણ થતું અટકે છે. વસ્તુઓ જયાં ત્યાં રખડતી રાખવી નહિ. એથી આપણી આબરૂ ઘટે છે, કારણ કોઈ અચાનક આવી ચડે છે, ને ઘરમાં બધું અવ્યવસ્થિત હોય છે તો તે જોતાં વારને સ્ત્રીની કિંમત કરે છે. તે એમ જ ધારે છે કે જે સ્ત્રી ઘર આવું અવ્યવસ્થિત રાખે છે તે બેશક કુવડ હશે.

સ્ત્રીઓનું ઘરનાં ઘણાં કામોમાં મુખ્ય કામ રસોઈ કરવાનું છે. તેણે સાસરે આવ્યા પછી તથા ઘરની રીતિથી વાકેફ થયા પછી પોતાની વડીલ સાસુના માથાનો ભાર ઓછો કરી નાખવો જોઈએ. તેણે જાતે રસોઈ કરવી જોઈએ. પુરૂષ શકિતવાન હોય ને તેનો રસોઇઓ રાખવાનો હાથ પહોંચતો હોય તો એ કામ રસોઈઆથી લેવામાં આવે છે. પરંતુ રસોઈઆની રસોઈમાં તથા બાયડીની રસોઈમાં ઘણો તફાવત છે. એ સિવાય રસોઈઆને ઘરમાં બગાડ થાય છે કે બચાવ થાય છે તેની દરકાર રહેતી નથી. તેને કાળજી હોય જ નહિ. એટલે બચાવની શી આશા. ઘણે ઠેકાણે સંભળાય છે કે લાકડાં લીલાં હોય ને ધૂમાડો બહુ થતો હોય તો રસોઈઓ ચૂલામાં ઘી નાખી તાપ કરે છે, પણ આંખ બાળતો નથી. આ વાત ખરી નહિ હોય, માત્ર લોકવાયકા હશે; પણ એથી એટલું તો કહી શકાય કે ઘરની સ્ત્રી કરતાં રસોઈઆને કાળજી ઓછી હોય છે. ટૂંકાણમાં એટલું જ કે

સ્ત્રીને છાતીની મુક્રી ને રસોઇઆને વાંસાની મુક્રી હોય છે. તોપણ રસોઇઆ ઉપરનો એ અપવાદ રસોડામાં સ્ત્રીએ જાતે દેખરેખ રાખ્યાથી દૂર થઈ શકે છે. બનતાં સુધી સ્ત્રીઓએ પોતે જ રસોઈ કરવી જોઈએ ને તે સ્વાદિષ્ટ બનાવી પોતાના કુટુમ્બીને સંતોષવા જોઈએ. કદિ રસોઈ કરતાં ન આવડતું હોય તો તેથી નિરાશ નહિ થતાં ખંત રાખી કોઈ પાસેથી શીખીને કરવી જોઈએ. પણ હમેશા નવું નવું રાંધવાનો ઉમંગ રાખવો એ ઘણું ફાયદાકારક છે. માત્ર રસોઈ કરી નવરાં થયાં એટલે ઘર ઉપાડ્યું એમ માનવાનું નથી.

રસોઇથી પરવારી નવરાશનો વખત ફોગટ ગાળવો નહિ. કારણ કેટલીક સ્ત્રીઓ તો એમજ સમજે છે કે રાંધવામાં ચતુરાઈ આવડી એટલે તે ઘણી ડાહી. પણ તેમ નથી. તેની સાથે ઘરની સર્વ વ્યવસ્થા રાખવી એ પણ સ્ત્રીઓનું જ કામ છે. માટે નવરાશની વખતે વીણવું, ચૂંટવું, લોટ, મરી મસાલા સંભાળવા, શાલી સમારીને ભરવા વગેરેનું ઝીણું ઝાંણું કામ સ્ત્રીએ પોતે કરવાનું છે, અથવા હાથ પહોંચતો હોય તો પોતાની દેખરેખ નીચે માણસ પાસે કરાવવાનું છે. લોટ ચાળ્યા વિના કદી વાપરવો નહિ, કેમકે ચાળ્યાથી કસ્તર, આખો દાણો કે જીવજંત નીકળી જાય છે. ઘણી સ્ત્રીઓને બધું આગળથી વખતસર તૈયાર કરી રાખવાની ટેવ હોતી નથી તેથી ઘણી મુંઝવણ પડે છે ને દોળફોડથી બગાડો થાય છે. દાખલા તરીકે ખાંડવાનો મસાલો ખાંડીને આળસથી ભરી રાખતાં નથી ને તે નાખતી વખતે ખાંડણી દસ્તો લઈ ખાંડવા બેસે છે. એથી પોતાના કામમાં રોકાણ થાય છે, ને ઉતાવળે જેમ તેમ કરી જોઈતું હોય તેટલું લઈ બીજું જ્યાં ત્યાં રખડતું મૂકવાની ટેવથી પોતાના જ ઘરમાં નુકસાન થાય છે. માટે એવી ટેવ રાખવી નહિ જોઈએ.

ઘરકામમાંથી પરવાર્યા પછી નવરાશ મળે તો દરેક સ્ત્રીએ ભરતાં, ગુંથતાં ને સીવતાં શીખવું જોઈએ. તેને સીવતાં આવડતું હોય તો તેથી ઘરમાં કેટલો બધો ફાયદો થાય છે? પોતાનાં તથા પોતાનાં છોકરાંઓનાં

કપડાં હાથે સીવી લેવાથી કેટલો ઉગારો થાય છે ? એટલું જ નહિ પણ તે વખતસર તૈયાર થાય છે. ભરતાં ગુંથતાં આવડયાથી તેમાં મોટાઈ માર-વાની નથી. હાથમાં લીધેલું વખતસર મેલું કર્યા સિવાય પૂરૂં કરવું જોઈ-એ. કેટલાંકને એવી ટેવ હોય છે કે ભરતાં કે ગુંથતાં આવડે તેમાં ફુલા-ઈને ફાળકો થાય છે; પણ આરંભેલી વસ્તુ જ્યાં ત્યાં રખડાવી મેલી કરી નાખે છે જેથી ખરચેલા પૈસા પાણીમાં જાય છે.

ઘરનાં બધાં કામમાંથી પરવાર્યા પછી સ્ત્રીએ વાંચવા લખવાની ટેવ રાખવી જોઈએ. વાંચનમાં સારાં સારાં નીતિનાં પુસ્તકો પસંદ કરી તે વાંચવાં. સારી સદ્‌ગુણી સ્ત્રીઓ પાસેથી પ્રાચીન સતીઓનાં આખ્યાનો શ્ર-વણ કરવાં ને તે ઉપરથી સારી શિખામણ લેઈ તે પ્રમાણે વર્તવા મથવું. વાંચવાથી મન કેટલું બધું ખીલે છે, ને તેને લીધે પોતાનાં છોકરાં ઉપર કેવી સારી છાપ પાડી શકે છે. ઘરના આવક જાવકનો–ઉપજ ખરચનો હિસાબ પણ સ્ત્રીઓએ જ રાખવો જોઈએ. કારણ એથી વ્યય કેટલો થયો તેની ખબર પડે, ને ઘરમાં કરકસરથી ચાલી પોતાનું નાવ સંસાર રૂપી સમુદ્ર-માં નિર્વિઘ્ને તરી આબરૂ જળવાઈ રહે. આ બધું કેળવણી લીધા સિવાય બને જ નહિ માટે સ્ત્રીએ અવસ્ય કેળવણી લેવી જોઈએ. કેટલાંક બૈરાંને એવી ટેવ હોય છે કે ઘરમાં એઠાં ને બારણે એઠાં. તેમ કદિ કરવું નહિ. પારકે ઘેર જઈ ઠીસીઆરી કરવાની ઘણી સ્ત્રીઓને ટેવ હોય છે, પણ પોતાનું તળિયારૂં તપાસતાં આવડતું હોતું નથી. એમાં અતે લાભ નથી પણ હાનિ છે. પોતાનું ઘર તો ઉતારા જેવું કચરે ડટાયલું પડયું હોય, ને પોતે ઘેર ઘેર પારકા ઘરની કુથલી કરી તડાકા મારતી હોય તેમાં પોતાનું બગડે છે, ને અંતે નિંદાને પાત્ર થાય છે. કોઈ વેળા ઘરની બહાર જવાનું હોય તો પતિની આજ્ઞા લઈ રાખવી, અથવા પોતાનાં સાસુ અથવા જે કોઈ વડીલ હોય તને પૂછીને બહાર જવું. પણ કદાપિ સ્વતંત્ર થવું નહિ. સ્ત્રી-એ સખીપણું બાંધવામાં પણ ઘણો વિચાર કરવાનો છે. જેવા તેવા માણ-સને ત્યાં ભટકવાની ટેવ રાખવી નહિ. તેમજ દુરાચરણી સ્ત્રીઓથી દૂર

રહેવું. તેની સાથે વાત સરખી કરવા ઉભા રહેવું નહિ. માત્ર ઉભા રહેવાથી પણ આપણા નામને તે બટો લગાડે છે.

સ્વચ્છતા રાખવી એ પણ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. કોઈ કહેશે કે માણસની છૂટ હોય તો ચોખ્ખાઈ રહે, પૈસો હોય તો બધું થાય. પણ એ કહેવું ભૂલભરેલું છે. કારણ કે એક પૈસાદાર સ્ત્રી હોય તેને ગમે તેટલાં માણસો હોય પણ તે જો જાતે જ કુવડ હોય તો તેના ઘરની વ્યવસ્થા કેવી હોય છે? તે પહોર દહાડે ઉઠે છે, ને ઉઠે તે જાણે દુઃખે પાપે ઉઠે. પથારી ઉપાડવા તથા કચરો વાળવા માણસ હોય, પણ તેને રાંધવાનું હોય તે ચાર કલાકે જેમ તેમ કરીને રાંધે ને બધી વસ્તુ જ્યાં પડેલી હોય ત્યાં પડી રહેવા દઈ રાંધે છે. રાંધતી વખતે લોટ ચાળવા બેસે, વધાર મૂકી મસાલો ખાંડવા બેસે, દાણોદુણી જ્યાં ત્યાં ઉઘાડો જ મૂકેલો હોય, છોકરાં વેરતાં જ હોય, લોટા લોટી વાસણકુસણ આમથી તેમ ને તેમથી આમ અથડાતાં જ હોય, પાણી પીવું હોય ત્યારે ગોળી ગાળવા બેસે, એક લૂગડું રસોડામાં તો બીજું બારણામાં તો ત્રીજું તળાઈના વીંટામાં જ પડેલું હોય, પહેરવાં જેવાં કપડાં રખડીને ફાટી જાય ને ન પહેરવાનાં પહેરી વેવલાં વીણતી હોય. આ પ્રમાણે તેની કુવડતા જણાઈ આવે છે. પણ એક સુઘડ ને સાધારણ ગરીબ સ્ત્રી હોય તો તે પોતાની સુઘડતાએ કરી કેવી ઘરને સંભાળી સર્વ વાતે સ્વચ્છ રાખે છે. તે હમેશાં સવાર સાંઝ ઘર આંગણું વાળી સાફ રાખે છે. દરેક વસ્તુ નિયમથી ગોઠવી રાખે છે. વખતસર ભોજન તૈયાર કરી નોકરીઆતને જમાડી પોતે જમે છે. સઘળું કામ સફાઈથી કરી ઘરને ઉજળું રાખે છે. દરેક વસ્તુ મૂકવી મેલવી તે પોતેજ કરે છે ને તે એવી ચતુરાઈથી કરે છે કે જોનારના મનને તરત લાગે છે કે એ કોઈ સુઘડ સ્ત્રીનું કામ છે. પોતે થોડે ખરચે ને થોડે કપડે ચોખ્ખી ફરે છે, ને તેનાં છોકરાં પણ સારી સ્થિતિમાં રહી શકે છે.

સ્ત્રીઓએ બધી બાબતમાં સાદાઈ રાખવી, અને લાલસ તથા મળવડા થઈ રહેવું કે જેથી તે દરેકની પ્રીતિ મેળવશે. માત્ર શિયળનો જ શ-

ણુગાર ધરી શાણાં ડાહ્યાં થઈ વડીલોનું માન મેળવવું તથા પતિની આજ્ઞાને આધીન થઈ તેની રૂચિ પ્રમાણે ચાલી પતિના માનીતા થવાની ઉલટ રાખવી. કહેવત છે કે વરે માની તેને ઘરે માની ને ઘરે માની તેને ગામે માની. તેથી પોતાના ઘરમાં જે સ્ત્રીને પોતાના પતિ તરફનું માન નથી હોતું તેને ભાગ્યેજ બીજા માન આપે છે. એ મુજબ જે સ્ત્રી પતિને માન્ય હોય છે તેને આખું જગત્ વદે છે. માટે તેમણે સતીઓનું કર્ત્તવ્ય સમજી સદાચરણે ચાલી સદાકાળ સ્વામી સહિત રહેવામાં જ પોતાનું શ્રેય ગણી, તથા તે પ્રમાણે વર્તી આ લોક તથા પરલોક સુધારવું. એવી બુદ્ધિ દરેક સ્ત્રીને પ્રભુ આપે એવી પ્રાર્થના છે. અસ્તુ.



## ગરબી.

રઘુપતિ રામ હૃદયેમાં રાખોરે—એ રાગ.

સખી શણગાર શિયળના સજીયે રે,
પિયુ નામ નિરંતર ભજીયે રે;
બીજી વાત વૃથા સહુ તજીએ—સૈયર સહુ આજ શણગાર સજીએ રે.
સખી સાડી શિયળતાની સારી રે,
ભલી ભાત સજ્જનતાની ભારી રે;
પહેરી પરવરો પતિવ્રતા નારી. સૈયર સહુ આજ.
સખી નમ્રતાની નાકે નથની રે,
કંચુકી નીતિની કસકસતી રે;
કંથ નામ તે માળાનું મોતી. સૈયર સહુ આજ.
ચતુરાઈની હાથમાં ચૂડી રે,
યશ આડ છે ભાળમાં રૂડી રે;
નવ વાત વદો મુખ કૂડી. સૈયર સહુ આજ.

સદા ચરણુ પતિના સેવો રે,
પતિ પ્રીતરૂપી મીઠા મેવો રે;
ચાખી સ્વાદ અનુપમ લેવો. સૈયર સહુ આજ.
સખી દુઃખ શિયળથી ટળશે રે,
પરલોકમાં મુક્તિ મળશે રે;
અંતે પ્રભુજી સહુને ફળશે. સૈયર સહુ આજ.
પ્રભુ નમીએ જોડીને પાણી રે,
થઈએ સતીઓ સમી સહુ શાણી રે;
એવી ઈચ્છાથી વદીએ વાણી. સૈયર સહુ આજ.
વિભુ વિશ્વમાં મહિમા વધારો રે,
આ સંસાર સમુદ્રથી તારો રે;
તારા નામનો આપી તારો. સૈયર સહુ આજ.



## નીચેનાં ઉપયોગી પુસ્તકો તૈયાર છે.

**'સત્કર્તન' અને 'કર્તવ્ય.'**

આ બે ગ્રન્થો પ્રખ્યાત ઇંગ્રેજી ગ્રન્થકાર મિ. સ્માઇલ્સના "કૅરેક્ટર" અને "ડ્યુટી" નામના ગ્રન્થો ઉપરથી લખાવવામાં આવ્યા છે. આબાળ, વૃદ્ધ અને સ્ત્રી પુરૂષ દરેકને વાંચવા યોગ્ય તથા દરેક કુટુંબમાં ખાસ રાખવા લાયક હોવાથી મે. મુબાઇ ઇલાકાના ડીરેક્ટર સાહેબે તથા મે. વડોદરા રાજ્યના વિદ્યાધિકારી સાહેબે **ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર** કરેલાં છે. દરેક ગ્રન્થની **કિંમત રૂ. ૧-૮-૦**

**"ઔષધિકોષ."**

વૈદક ઔષધિઓનાં ગુજરાતી, મરાઠી, હિંદી, સંસ્કૃત, ઇંગ્રેજી, લેટીન વગેરે જુદી જુદી બાર ભાષાઓનાં નામ, તથા તેમનો ઉપયોગ, ઉત્પત્તિ વગેરે ઉપયોગી હકીકત આ ગ્રન્થમાં આપવામાં આવી છે કિંમત રૂ. ૧-૮-૦

**"લોકોપયોગી શારીરવિદ્યા"**

અને

**"ગર્ભપોષણ અને શુશ્રૂષા"**

આ બેઉ પુસ્તકો દરેક સ્ત્રી પુરૂષોએ ખસુસ વાંચીને પાસે રાખવા લાયક હોવાથી ઘણા લોકો તેનો લાભ લઇ શકે તેટલા માટે પહેલાની **કિંમત ચાર આના** અને બીજાની **છ આના** રાખવામાં આવી છે.

આ સિવાય **સ્ત્રીઉપયોગી, સામાજીક સુધારો, કેળવણી, આરોગ્ય વિદ્યા, ઇતિહાસ, કેફનિષેધક,** વગેરે વિષયોના ઘણાં પુસ્તકો તૈયાર છે. વિશેષ હકીકત માટે નીચેને શીરનામે લખવું.

આસિસ્ટંટ સેક્રેટરી,

ગુ૦ વ૦ સોસાઇટી, અમદાવાદ.